## ગુજરાતની ઊગતી પ્રજાને !

સર્વ ધર્મોના સંસ્થાપકોનાં જીવનચરિતોનો અભ્યાસ
અને વચનામૃતોનું પાન કરીને વિશ્વશાંતિને માટે
નવી પેઢી તૈયાર થાય એ અભિલાષાએ નમ્ર ભાવે
પ્રેમપૂર્વક અર્પણ

—દેસાઈભાઈ



# આભાર

**મારી** વિદ્યાર્થી અવસ્થામાં જ મને પ્રેમાવતાર ઈશુ તરફ ભાવ થયો હતો. મેં એમના જીવન અને વચનો સંબંધે છૂટું-છવાયું વાંચ્યું પણ હતું. અન્ય ધર્મસંસ્થાપકો પ્રત્યે માનની લાગણી ધરાવવી અને તેમના સંબંધે આદરપૂર્વક જાણવાની ઈંતેજારી થવી એ ભગવાનની દયા વિના ન બને. તેથી મારે પહેલો તેનો આભાર માનવો જોઈએ.

એ પછી ઈ. સ ૧૯૩૩માં સત્યાગ્રહની ચળવળને કારણે મારે વિસાપુરની જેલમાં રહેવાનું થયું. આ ફરજિયાત નિવૃત્તિમાં મારા હાથમાં 'આર્થર મી'નું 'ચિલ્ડ્રન્સ લાઈફ ઑવ જિસસ ક્રાઈસ્ટ' નામનું પુસ્તક આવ્યું. એના વાચને મને એને આધારે ગૂજરાતીમાં ઈશુ સંબંધે લખવા પ્રેર્યો. પરિણામે આ પુસ્તક તૈયાર થયું. એટલે મારે બીજો આભાર 'આર્થર મી'નો ને ફરજિયાત નિવૃત્તિનો માનવો રહ્યો.

આ પુસ્તક લખાયું ૧૯૩૩માં અને મારી પાસે અત્યાર સુધી પડી રહ્યું. જો ગાંધીભાઈઓએ એને પ્રકાશમાં લાવવાની હિંમત ન કરી હોત તો એ એમ ને એમ જ પડી રહેત. આ

પુસ્તક એમને લીધે પ્રકાશિત થાય છે, તેથી ત્રીજો આભાર એમનો માનું છું.

આ પુસ્તકનો આમુખ જાણીતા વિદ્વાન ને પ્રોફેસર શ્રી. દાવર સાહેબે લખવાની કૃપા કરી છે, એ મારે મન ઘણા મહત્ત્વની બાબત છે. આ માટે હું એમનો આભારી છું.

આ પુસ્તક આપણી ઊગતી પ્રજા વાંચે, વિચારે ને તેમાંથી સર્વધર્મસમભાવ કેળવે, તથા અન્ય ધર્મોના સંસ્થાપકોનાં જીવનનો ભક્તિપૂર્વક પરિચય મેળવે એ આશા રાખી છે. આ દૃષ્ટિએ જેઓ આ પુસ્તક વાંચશે, વિચારશે તેમણે પણ મને આભારી કર્યો છે એમ હું માનીશ.

૧૫ ઑગસ્ટ, ૧૯૫૧
નડિયાદ

દેસાઈભાઈના જય ભારત

# આમુખ

**સાહિત્યની** એક મહત્ત્વની શાખા તે મહાપુરુષોનાં જીવનચરિત્રો છે. તેમાં સંતો, મહાત્માઓ કે પયગંબરોનાં જીવનચરિત્રો પાઠકને રસાનંદ આપવા ઉપરાંત તેનો નૈતિક ઉત્કર્ષ પણ સાધી શકે છે.

આધ્યાત્મિક જગતમાં પયગંબર ઈસુએ સર્વાનુમતે એક મહાન અને વિરલ સ્થાન પ્રાપ્ત કર્યું છે. પ્રેમ, દયા, અહિંસા અને ક્ષમાની આ મૂર્તિ માત્ર ખ્રિસ્તીઓમાં જ નહિ પણ સમસ્ત માનવોનાં હૃદયોમાં આજે રમી રહી છે. એ જ મહાનલમાંથી ઊડતી ચિણગારીઓએ અનેકનાં જીવન શુદ્ધ કર્યાં છે, અને અનેકને સેવા, ત્યાગ અને પવિત્રતાને પંથે પળવાની પ્રેરણા આપી છે.

ઈસુ નિરક્ષર છતાં સનાતન મૂલ્યોનું મહત્ત્વ સમજી શક્યા હતા; ઈશ્વર પોતાનો અને જગતનો તાત છે એમ તેઓ માનતા, અને પરસ્પર પ્રેમ, સદ્‌ભાવ અને બંધુત્વથી પ્રભુરૂપી કરુણાસાગરમાં સમાઈ શકાય છે એમ તેઓ માનતા. તેઓ જ્ઞાનને ઠેકાણે ભક્તિ અને કર્મ ઉપર વિશેષ ભાર મૂકતા, અને ધાર્મિક રીતરિવાજો અને ક્રિયાકાંડને બદલે દયા અને પ્રેમને જ તેઓ ધર્મનું મૂળ ગણતા.

અજ્ઞાન માછીમારોની સંગતમાં ફરતા આ અતિનમ્ર સુતારે છેવટે જગતનો નકશો પલટી નાખ્યો હતો. પરંતુ યહૂદી રિવાજોની અવગણના કરવાથી અને દંભી ધર્મગુરુઓનું ખંડન કરવાથી ઈસુ પોતાના જ ધર્મબંધુઓની ખફગીમાં

આવી પડયા, અને ભરયુવાન વયે તેમને ક્રૂરતાથી વધસ્તંભ ઉપર ચઢાવવામાં આવ્યા.

"પ્રેમાવનાર ઇસુ" નામના આ લઘુ પુસ્તકમાં તેના લેખક શ્રી દેસાઇભાઇ નાથાભાઇ પટેલે ઇસુનાં જીવનનું હાર્દ અને તેના સંદેશનું રહસ્ય સીધી, સાદી અને સચોટ શૈલીમાં રજૂ કર્યું છે. ઇસુ એક માનવી હતા છતાં તેમનામાં પ્રભુતા સંપૂર્ણપણે વિકાસ પામી હતી, તે આ ગ્રંથમાં બતાવવામાં આવ્યું છે.

લેખક ઇસુના જીવનની શુદ્ધતા અને મહત્તા પૂરેપૂરી સમજી શક્યા છે. પવિત્ર જીવન, ભક્તિ અને શ્રદ્ધાબળ દ્વારા મનુષ્યને અનેક સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે: તે પણ લેખક સ્વીકારે છે: છતાં સામટી રીતે જોતાં એક બુદ્ધિવાદી તરીકે એમણે દરેક પ્રશ્નની છણાવટ કરી છે. ઇસુના ચમત્કારો પણ એમણે તાર્કિક દૃષ્ટિએ તપાસ્યા છે, અને તેની બુદ્ધિગ્રાહ્ય સમજૂતી આપી છે. દરેક પ્રસંગમાંથી એઓએ બોધ ગ્રહણ કર્યો છે.

ઇસુને ઘણી વાર આલંકારિક શબ્દોમાં બોલવાની ટેવ હતી. એવાં અનેક આલંકારિક વચનોના એઓએ અકલ્પસંદ ખુલાસાઓ આપ્યા છે. ઇસુની પોતાની દૃષ્ટિ સતર્ક હતી નહિ, પણ પોતાના અંતરાત્માના નાદને વશ વર્તી પ્રભુના આદેશ અનુસાર જ તેઓ બોલતાચાલતા હોય એમ જણાય છે. પરંતુ એક ભાષ્યકાર કે જીવનચરિત્રકાર કાંઈ પયગંબર હોતો નથી અને તેથી તેનાથી ઇસુ જેવા અગમ્યવાદી યોગીનું અનુકરણ થઈ શકતું નથી, તે લેખક બરાબર સમજે છે, અને તેથી જ બુદ્ધિપૂર્વક સ્પષ્ટીકરણ કરવું એમણે યોગ્ય માન્યું છે.

આ ગ્રંથમાંથી તમામ તકરારી પ્રશ્નોનો સહેતુક બહિષ્કાર

કરવામાં આવ્યો છે, તે પણ યોગ્ય છે. ઈસુ કુમારી મરયમને પેટે અવતર્યા હતા, ઈસુ પ્રભુના એકના એક પુત્ર હતા, ઈસુએ સમસ્ત જગતના પાપનો ભાર વહન કર્યો હતો, ઈસુ વિના મોક્ષ અશક્ય છે વગેરે ચર્ચાસ્પદ સવાલો લેખકે ઉપાડયા જ નથી તે ઠીક જ થયું છે.

ખ્રિસ્તી ધર્મની ફિલસૂફી સમજાવવા કરતાં ઈસુનું શ્રેષ્ઠ જીવન અને ઈશ્વર સાથે તાદાત્મ્ય ધરાવતા તેમના હૃદયમાંથી સ્ફુરતો ઉપદેશ, લેખકે પોતાની પ્રાસાદિક શૈલીમાં સંક્ષેપમાં સમજાવ્યાં છે.

આ ગ્રંથ કિશોરભોગ્ય છે, છતાં યુવાનો અને પ્રૌઢોને પણ તે પ્રેરણાત્મક થઈ પડે એવું તેનું અર્થગૌરવ છે. લેખક મહાશય એક કેળવણીકાર હોવાથી મહત્ત્વની બાબતો ટૂંકમાં સ્પષ્ટ કરી દઈ તેનો નિચોડ આપવામાં તેમણે આ ગ્રંથમાં સારી સફળતા મેળવી છે.

લેખકે પ્રત્યેક પ્રકરણને મથાળે બાઈબલના "નવા કરાર"ના કયા પ્રકરણ ઉપરથી તે સૂચિત થયું છે, તેનો જો નિર્દેશ કર્યો હોત તો આ પુસ્તકની ઉપયોગિતામાં વધારો થયો હોત.

ખ્રિસ્તીઓના પયગંબરનું નામ 'નવા કરાર'માં જીસસ, ફારસીમાં ઈસા અને આપણી ભાષામાં "ઈશુ" નહિ પણ 'ઈસુ' છે, તે પ્રત્યે લેખકનું લક્ષ ખેંચવાની રજા લઉં છું.

લેખકશ્રીનો આ પ્રયાસ અનેક રીતે અભિનંદનપાત્ર છે, અને જનસમાજ તરફથી તેને યોગ્ય ઉત્તેજન મળશે એવી આશા છે.

અમદાવાદ — ફિરોઝ કા. દાવર

૨૨મી ઑગસ્ટ ૧૯૫૧

# નિવેદન

**પ્રા**માણિકતા અને આપબળને મોખરે રાખી મહેમદાવાદ જેવા નાના ગામમાં લગભગ અર્ધી સદી મહેનત કરી પોતાનો રોટલો રળનાર અમારા પિતામહ સ્વ. ગાંધી સાંકળચંદ નરસિંહદાસનું તર્પણ કરવાની અભિલાષાથી અમોએ તેમના સ્મરણમાં આ સ્મારકમાળા શરૂ કરી છે. આ પુસ્તક એ માળાનું આઠમું પ્રકાશન છે.

સનાતન સત્યોનું પ્રતિપાદન કરતું અને વર્તમાન પ્રશ્નોના ઉકેલ સારુ વિચારપ્રદ સામગ્રી આપતું પુસ્તક, પ્રિન્સ ક્રોપોટકિનકૃત ‘ ભૂખમરાનો ઉપાય ’ અમારી માળાના પહેલા પ્રકાશન તરીકે ઈ. સ. ૧૯૯૨માં અમોએ બહાર પાડ્યું. ત્યાર પછીનાં પંદર વર્ષોમાં આ પુસ્તક સાથે બીજાં સાત પુસ્તકો અમો બહાર પાડી શક્યા છીએ. મરાઠી સાહિત્યના વિદ્વાન લેખક ને અધ્યાપક વામન મલ્હાર જોશીનાં બે સુંદર પુસ્તકો ‘ **નીતિશાસ્ત્રપ્રવેશ** ’ અને ‘ **સુશીલાનો દેવ** ’ આ માળાનાં પ્રકાશનો છે. એકમાં આપણે ત્યાંની ઘણીખરી નીતિવિષયક કલ્પનાઓ પરોવેલી છે, જ્યારે બીજામાં બાળપણની ભોળી ભક્તિથી માંડીને મોટપણમાં તર્કનું સહરા વટાવ્યા પછી કેવળ ધ્યેયનિષ્ઠા સુધી ઈશ્વર વિશે જે જે કલ્પનાઓ માણસ સેવે છે, તેનું આબેહુ ચિત્ર આપેલું છે.

ગુજરાતનાં સૌ બાળકો દક્ષિણ હિંદના પ્રવાસનો આનંદ લઈ



સ્વ. ગાંધી સાંકળચંદ નરસિંહદાસ

જન્મ — વૈશાખ સુદ ૨, ૧૯૧૭

અવસાન — માગશર સુદ ૬, ૧૯૮૮

શકે એવું 'દક્ષિણ ભારતનાં તીર્થધામો' ઉપરાંત '**એશિયાના ધર્મદીપકો**' અને '**સરિતાથી સાગર**' એ પુસ્તકો પણ આ માળાનાં પ્રકાશનો છે. આજે આપણી જીવનનૌકા મતમતાંતરો અને પાશવી વૃત્તિઓના દરિયામાં ચકડોળે ચડેલી છે, તે વખતે 'એશિયાના ધર્મદીપકો' આપણને સાચું માર્ગદર્શન આપી શકે એમ છે; જ્યારે 'સરિતાથી સાગર'માં જગતના ઇતિહાસના ભવ્ય પ્રસંગ—દાંડી કૂચની ઐતિહાસિક વિગતો નવલકથાના રૂપમાં તેના લેખકે આપી છે.

'**કિશોર રામાયણ**' પણ આ માળાનું પ્રકાશન છે. તે પુસ્તકના લેખક શ્રી. દેસાઈભાઈ નડિયાદ વિઠ્ઠલ કન્યા વિદ્યાલયના ભૂતપૂર્વ આચાર્ય અને આજે ખેડા જિલ્લા શાળા મંડળના અધ્યક્ષ તથા જાણીતા કેળવણીકાર છે. તેઓએ આ પુસ્તક દ્વારા ગૂજરાતની કિશોર પ્રજાને આદિ કવિ વાલ્મીકિ પાસે લઈ જવાનો પ્રયત્ન કર્યો છે એટલું જ નહિ, પણ રામાયણ તરફની તેમની ભક્તિ આખાય પુસ્તકમાં સ્પષ્ટ તરી આવે છે. આ પુસ્તકની ચાર આવૃત્તિઓ થઈ ચૂકી છે, અને એ રીતે છેલ્લાં દશ વર્ષમાં તેની હજારો નકલો ગૂજરાતમાં પહોંચી છે, એ જણાવતાં અમને ખૂબ જ આનંદ થાય છે.

અમને જણાવતાં હર્ષ થાય છે, કે એ જ લેખકનું '**પ્રેમાવતાર ઈશુ**'નું લખાણ અમારી માળા માટે અમો મેળવી શક્યા છીએ. અમારી માળામાં તે પ્રગટ કરવા દેવા બદલ અમો શ્રી. દેસાઈભાઈના આભારી છીએ. ધર્મસંસ્થાપકોનાં જીવનચરિતો અને વચનામૃતોનો આદરપૂર્વક અભ્યાસ કરવામાં આવે, તો વિશ્વશાંતિની સ્થાપનામાં ઘણી મદદ થાય એવી તેમની માન્યતા હોવાથી અને 'જિસસ' તરફ ભક્તિભાવ હોવાથી શ્રી. દેસાઈભાઈએ ગૂજરાતની પ્રજા સમક્ષ આ પુસ્તક મૂક્યું છે. આ પુસ્તકમાં ઈશુના જીવનનું હાર્દ અને તેના સંદેશનું રહસ્ય સીધી, સાદી અને સચોટ શૈલીમાં રજૂ થયેલાં સૌ કોઈ જોઈ શકશે. અમને આશા છે કે શ્રી દેસાઈભાઈની પ્રાસાદિક કલમથી તૈયાર થયેલું આ પુસ્તક ગૂજરાતના સૌ કિશોરોને જરૂર ગમશે.

મુરબ્બી શ્રી. દાવર સાહેબે આ પુસ્તકનો આમુખ લખી આપવાની અમારી વિનંતી સ્વીકારવાની કૃપા કરી છે, તે બદલ અમે તેમનાં ઋણી છીએ. તેમના આમુખથી સોના સાથે સુગંધના મેળ જેવું આ પુસ્તક બની શક્યું છે.

આ પુસ્તકના પ્રકાશન અંગે સ્નેહીઓ અને મુરબ્બીઓનો સારો એવો સહકાર અમને મળ્યો છે. સ્નેહી શ્રી. દેસાઈભાઈએ અમારી માગણીથી તેમનું આ પુસ્તક અમારી સ્મારકમાળામાં પ્રકાશિત કરવા આપ્યું; પોતાને અનેક રોકાણો હોવા છતાં મુરબ્બી શ્રી દાવર સાહેબે અમારી વિનંતી માન્ય રાખી તેનો આમુખ લખી આપ્યો; ગૂજરાતના જાણીતા લેખક શ્રી 'જયભિખ્ખુ'એ પ્રૂફવાચન ઉપરાંત બીજાં ઘણાં કીમતી સૂચનો આ પુસ્તક અંગે કર્યાં; શ્રી ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલયવાળા શ્રી શંભુભાઈએ આ પુસ્તકના પ્રકાશક થવાની તૈયારી બતાવી અને શારદા મુદ્રણાલયવાળા શ્રી. ગોવિંદભાઈએ અમોને તે તરત છાપી આપ્યું. આ સૌની અમારા તરફની મમતા વિના આ બધું થઈ ન શકત. તે સૌનો અને પૂંઠા ઉપરનું ચિત્ર તૈયાર કરી આપનાર ચિત્રકારભાઈ શ્રી. પુરાણીનો આ સ્થળે અમો આભાર માનીએ છીએ.

આ પુસ્તક કિશોરો માટે તૈયાર કરેલું હોવા છતાં, યુવાનો અને પ્રૌઢોને પણ પ્રેરણા આપે એવું અર્થગૌરવવાળું છે. આ પુસ્તક ગૂજરાતની જનતા સમક્ષ રજૂ કરતાં અમને ખૂબ આનંદ થાય છે. 'કિશોર રામાયણ'ની જેમ આ પુસ્તકને પણ યોગ્ય ઉત્તેજન મળશે એવી આશા છે.

પંડ્યા પોળ, મહેમદાવાદ
જન્માષ્ટમી, ૨૦૦૭

જેઠાલાલ જીવણલાલ ગાંધી
શાંતિલાલ જીવણલાલ ગાંધી

# સમાવેશ

## ૧

## પ્રવેશ

**કોણ** કેટલું જીવ્યું ? એક કવિ કહે છે, '[illegible] ગાળેલું ટૂંકું જીવન પણ લાંબું છે.' ઉષાની સોનેરી સુરખીને ઊડી જતાં વાર લાગતી નથી, પણ એટલી વારમાં તો તે જગતને નવજીવનથી ભરી દે છે અને પ્રત્યેક પ્રાણીના હૃદયમાં સ્થાન મેળવી જાય છે. એનું જીવન દેખાવે ટૂંકું છે, પણ વાસ્તવે લાંબું છે.

કોયલનો ટહુકો ક્યાં લાંબો છે ? પણ એક ક્ષણનો એ ટહુકો કાનની ગુફામાં ગૂંજ્યા જ કરે છે—અમર થઈ જાય છે. ઘનઘોર અંધકારમાં વીજળી એક ક્ષણભર જ ઝબૂકે છે, ને ભૂલા પડેલા વટેમાર્ગુને રસ્તો દેખાડી દે છે. આખી રાતના અંધકારથી જે ન કરી શકાયું તે એક ક્ષણના ઝબકારાએ કરી દીધું. અંધારાનું જીવન લાંબું ખરું, પણ ધૂળ પડી એના જીવતરમાં ! ઝબકારાનું જીવન ટૂંકું ખરું, પણ સફળ થયું એ જીવ્યું !

ખરી વાત એ છે કે જીવ્યાની ગણતરી વરસોથી ન થઈ શકે; એની ગણતરી એની સફળતાથી કરી શકાય, કરવી જોઈએ. લાંબુંલચ જીવન માત્ર સ્વાર્થથી જ ભરેલું હોય તો એવા જીવનને શું કરવાનું ? એ ચિરંજીવ હોય તો પણ તેથી.

શો લાભ ? એવું જીવન ટૂંકું હોય કે લાંબું, બંને સરખાં જ છે. પણ જે જીવન પરાર્થમાં જ વ્યતીત થાય છે તે જીવન ટૂંકું હોય તો પણ લાંબું છે. એ જીવન જગતમાં અમર થઈ જાય છે.

પ્રેમાવતાર ઈશુ આ દુનિયામાં તેત્રીશ વર્ષ રહ્યો. તેમાં પણ છેલ્લાં ત્રણ વરસ સિવાય બાકીનાં ત્રીશ વરસ સંબંધે દુનિયાએ કદી કંઈ જાણ્યું નથી. અને આ છેલ્લાં ત્રણ વરસમાંથી પણ જે કંઈ જાણવામાં આવ્યું છે, તે જુદા જુદા દિવસોએ મળીને પાંત્રીશ દિવસોમાં બનેલું છે. એટલે ઈશુના અનુયાયીઓ આજે ઈશુ સંબંધે જે કંઈ જાણે છે, તે તેના આખા જીવન-માંથી પાંત્રીશ દિવસની જ વાત જાણે છે. આ પાંત્રીશ દિવસની માત્ર કથા વાંચીએ છીએ ત્યારે છક થઈ જવાય છે!

કોણ કહેશે કે પ્રેમાવતાર ઈશુ માત્ર પાંત્રીશ દિવસ જ જીવ્યો છે? અથવા કોણ કહેશે કે તેનું જીવન માત્ર તેત્રીશ વરસનું જ હતું? એનું સ્થૂલ શરીર, એનું પંચ મહાભૂતનું ખોળિયું, માત્ર તેત્રીશ જ વરસ આ દૃશ્ય જગતમાં રહ્યું એ વાત સાચી, પણ એનો અમર આત્મા તો આજે બે હજાર વરસથી જીવતો જ રહ્યો છે. ઈશુનું જીવન નથી પાંત્રીશ દિવસનું કે નથી ત્રણ વરસનું યા તેત્રીશ વરસનું, પણ એ તો છે અનન્ત કાળનું!

દરેક જાતિને માર્ગ બતાવનાર પ્રકાશ અવારનવાર મળતો જ આવ્યો છે. જૈનોને તીર્થંકરો, હિંદુઓને અવતારો, વૈદિક આર્યોને આર્ષ દ્રષ્ટાઓ—આમ દરેક જાતિ, દેશ, રાષ્ટ્ર કે સમૂહ યા ફિરકાને દોરનાર, ઉદ્ધારનાર, અંધારામાંથી અજવાળામાં લઈ જનાર દિવ્ય સત્ત્વો મળ્યાં જ કર્યાં છે. ઘનઘોર વાદળમાંથી વીજળી ઝબૂકે છે, દુઃખના ડુંગરની કોરે સુખની

રેખા દેખાય છે, ગાઢ અંધકારને ચીરીને પ્રભાત ફૂટે છેઃ કુદરતનો આ કાયદો જ છે.

યહૂદીઓ સૈકાંઓ થયાં પરાધીન દશા ભોગવતા હતા. તેઓ હતવીર્ય અને હતાશ થઈ ગયા હતા. એમને કંઈપણ કરવાનું સૂઝતું નહોતું. તેઓ મિસરમાંથી પયગમ્બર મૂસાએ બતાવેલી પાલેસ્તાઈનની ભૂમિમાં આવીને વસ્યા હતા ખરા, પણ તેમનું જીવન કરમાયેલું જ રહ્યું હતું.

રોમનો ઓગસ્ટસ સીઝર તેમના પર રાજ્ય કરતો હતો. તેનો સૂબો પિલાત યહૂદીઓ પર હકૂમત ચલાવતો હતો. રાજકીય ગુલામીને પગલે બીજી બધી ગુલામી આવે છે, કે બીજી ગુલામીને કારણે રાજકીય ગુલામી આવે છે, એ એક કોયડો છે. યહૂદીઓ રાજકીય દૃષ્ટિએ ગુલામ હતા, અને ધર્મની બાબતોમાં સ્વાધીન હતા. પણ ધર્મની બાબતોમાં સ્વાધીનતા એટલે શું? સાચો ધર્મ તો ગુલામ પ્રજામાંથી પલાયન કરી જવાને લીધે પ્રજા ગુલામ બની હોય છે, એમ કહેવું જોઈએ. પ્રજાને ધારણ કરે તે ધર્મ. જે પ્રજા લાતો ખાતી ખાતી રાજકર્તાઓની મહેરબાની પર, જીહજૂર કરતી કરતી જીવતી હોય તે પ્રજાનું ધારણ તો ધૂળ ભેગું જ થઈ ગયેલું હોય. એવી પ્રજા પાસે તેને ધારણ કરી શકે એવો ધર્મ—સાચો ધર્મ હોઈ શકે નહિ. આવી પ્રજા કે જાતિ પાસે ધર્મનો આત્મા નહિ પણ ધર્મનું મડદું જ હોય. પછી આવી પ્રજાના ધર્માચાર્યો, શાસ્ત્રીઓ, પંડિતો, તત્ત્વવિદો, ગુરુઓ અને ભગતો વગેરે ભેગાં થઈને મડદાને ચીરે, તેનાં જુદાં જુદાં અંગોની યાદીઓ

બનાવી બનાવીને તથા તે પર લાંબાં લાંબાં વ્યાખ્યાનો, ટીકાઓ, પ્રવચનો, ઉપદેશો વગેરે કરી કરીને ખુશ ખુશ થઈ જાય! આવી પ્રજાના ધર્માચાર્યો પાસે તો જરીપુરાણા કાળના ઘસાઈ ગયેલા અને જમાનાએ ઉતાર ગણીને ફેંકી દીધેલા એવા વિધિનિષેધોના ભારા જ હોય. જીવતાં જાગતાં સ્વાનુભવનાં પ્રમાણો ક્યાંથી હોય?

શાસ્ત્રમાં કહ્યું છે, 'અમુક ચોઘડિયામાં લગ્ન કરાય. ઉત્તરમાં માથું રાખીને ન સુવાય, મરેલાને અમુક રીતે જ અંજલિ અપાય, અમુક રીતે જ યજ્ઞ કરી શકાય, અમુક દિશામાં જ શૌચ જવાય, ગુરુની સમક્ષ અમુક રીતે જ બોલાય ને બેસાય, અમુકની આરતી અમુક રીતે જ ઉતારાય, અમુક ઢબે જ સત્કાર કરાય, અમુક ઢબે જ પૂજા કરાય—ને આવા વિધિનિષેધોના પાલનમાં સહેજ ચૂક પડી ગઇ તો દેવને ફૂડું પડવાનું, અને ભોગ મળવાના! ગુલામ પ્રજાનો ધર્મ આવા ક્ષુલ્લક વિધિનિષેધોમાં બંધાઇ ગયેલો મુડદાલ હોય છે. અને એના દેવને રજરજમાં વણસી જતાં, રોષે ભરાતાં કે છેડાઇ જતાં વાર લાગવાની નહિ. ખરે, મરેલી પ્રજાનો ધર્મ પણ મરેલો જ હોય, અને તેમાંથી મડદાની જ ગંધ આવે!

યહૂદીઓ ગુલામ હતા, ને તેથી તેમની આવી જ દશા હતી. તેમનામાં અભિમાન તો પાર વગરનું હતું! પડયા પણ તંગડી ઊંચી! અમે તો 'ઇશ્વરના માનીતા — લાડકવાયા,' એ એમની ખાસ બડાશ હતી. પોતાના લોકની પડતી જોઇને પયગંબર મૂસાએ ભવિષ્યવાણી ઉચ્ચારેલી કે તમારો તારક પ્રેમાવનાર 'ખ્રિસ્ત' આવશે, તમે એને સત્કારવા તૈયાર રહેજો.

તેઓ તો હાથ પગ હલાવ્યા વિના પોતાનો ઉદ્ધાર થવાની રાહ જોઇ રહ્યા હતા. રવિવારે કામ ન જ કરાય, મોટાથી નાનાની જોડે ન જ રહેવાય, દેવળમાં અમુકથી જ પ્રવેશી શકાય, અમારા સિવાય કોઇને ય સ્વર્ગમાં સ્થાન ન જ હોઇ શકે; આવી આવી ગાંડીઘેલી માન્યતાઓમાં એમનો ધર્મ ભરાઇ બેઠો હતો, અને તેઓ પણ આવા ધર્મને બે હાથે સજ્જડ પકડીને બેસી રહ્યા હતા, ને ઉપરથી રોમવાસીઓની લાતો ખાયા કરતા હતા.

આવી પ્રજાના ઉદ્ધાર માટે ઈશુનો અવતાર થયો. પયગંબર મૂસાએ તો ભાખેલું : 'તમારો રાજા આવશે, ને તમને તમારું રાજ્ય અપાવશે.' એટલે યહૂદીઓ તો રાજાની રાહ જોઇને બેઠેલા. તેમાં આ તો એક સુથારને ત્યાં જન્મેલા છોકરાને 'ખ્રિસ્ત' તરીકે ગણવાનો વખત આવ્યો! વર્ષોનાં વર્ષો ટીકી ટીકીને રાહ જોયા પછી રાજા ન આવે, ને સુથાર આવે તો લોકો ચિડાય એમાં કાંઇ નવાઇ ખરી ?

ડાહ્યા ચિડાયા, ધર્મજ્ઞો ચિડાયા, શાસ્ત્રીઓ ચિડાયા, પંડિતો ચિડાયા — આ સુથારડું અમારો ઉદ્ધાર કરનારું ? એ અમને અમારું રાજ્ય અપાવનારું ? — કેવી બેહૂદી વાત ! અને એના ઢંગ તો જુઓ ? ન પાળે વિશ્રામવાર — રવિવારે પણ કામ કરે ! શાસ્તર બાસ્તર જાણે નહિ — અશ્લોક બશ્લોક આવડે નહિ ! વિદ્વત્તા કે પંડિતાઇ મળે નહિ ! વિદ્વાનો, ધર્મજ્ઞો, શાસ્ત્રીઓ, પંડિતો, જ્ઞાનીઓ, તત્ત્વવિદો વગેરેમાં એનું કાંઇ ઉપજે નહિ, એટલે એ જાય ગમાર ગામડિયાં પાસે ને તેમને ભરમાવે ! એ અબુધ લોકો એની પાછળ ગાંડાં થઇ જાય ને એનાં નચાવ્યાં નાચે ! આ તે કંઇ રાજાના ઢંગ કહેવાય ?

અને વળી આશ્ચર્ય તો જુઓ ! ત્રણ ટકાનું એ સુથારડું જાતે કહે છે, 'હું યહૂદીઓનો રાજા છું.' આવા ભામટાનું કાસળ કાઢવું જોઈએ. ધૂંધવાયેલી, ચિડાયેલી, પ્રવાહપતિત ગુલામ પ્રજા પરદેશી સત્તા પાસે તેનો વધ ન કરાવે તો શું કરે? યહૂદીઓએ ઈશુનો વધ માગી માગીને, આગ્રહ કરી કરીને કરાવરાવ્યો ત્યારે તેમના હૃદયને ટાઢક વળી !

આવા ઈશુના જીવનમાંથી માત્ર પાંત્રીશ દિવસનાં ચરિતોની કથા આપણે જાણવી છે — એટલી જ જાણી શકીએ એમ છીએ. ઉપકાર એના એ ચાર શિષ્યોનો કે તેમણે એનાં વચનો, કાર્યો અને ચરિતોનો યથામતિ ઉલ્લેખ કરી મૂક્યો. ઈશુએ પોતે કદી કશું લખ્યું કે લખાવ્યું નથી. એને તો એમ કરવાની જરૂર જ નહિ જણાઈ હોય. એ તો ઠેકાણે ઠેકાણે ભમતો ફરતો, ને જેની જેવી લાયકાત તેને તેવું કહેતો.

ઈશુના ગયા પછી, તેનાં પવિત્ર સ્મરણ તાજાં જ હતાં તે અરસામાં, જુદે જુદે સમયે, અનુક્રમે સંત માર્ક, સંત માથ્થી, સંત લૂક અને સંત યોહાને એના જીવન સંબંધેનાં પોતપોતાનાં સંસ્મરણો લખ્યાં.

માથ્થી તો ઈશુની સાથે 'ગેલીલ'માં ફરેલો, એટલે એણે તો પોતાને કાને જ તેનાં વચન સાંભળેલાં, અને પોતાની આંખે જ તેનાં કાર્ય જોયેલાં. ઈશુના વધ પછી ચાલીશ વરસે આ પવિત્ર સંસ્મરણો એણે ઈશુની માતૃભાષામાં જ સંચિત કર્યાં.

સંત માર્કે ઈશુના જીવનનાં જે સ્મરણ લખેલાં છે, તે કંઈક વધારે વ્યવસ્થિત કહેવાય. એ લખાયેલાં તેના વધ પછી

લગભગ પાંત્રીશ વરસે. ખાસ ધ્યાન ખેંચે એવી બાબત તો એ છે કે, આ પવિત્ર સ્મરણો લખાયાં તે માલ્થીનાં સ્મરણોની જેમ માત્ર યહૂદીઓ માટે જ નહિ, પણ આખી દુનિયા માટે; કારણ માર્કે એ લખ્યાં ગ્રીક ભાષામાં. સંત માર્કને બધી માહિતી કદાચ સંત પિતર પાસેથી મળી હશે, કારણ તે પિતરને એટલો બધો વહાલો હતો કે તે તેને 'વત્સ' કહીને બોલાવતો. માર્કનું લખાણ એટલું સચોટ છે કે તેણે જે વર્ણવ્યું છે તે જાણે સગી આંખે જ જોયું હોય ને પોતાને કાને જ સાંભળ્યું હોય !

પછી આવે છે સંત લૂકે લખેલાં સ્મરણો—ભાગવત. એ હતો વૈદ્ય અને કદાચ ગ્રીક પણ. એ સંત પાઉલનો પરમ મિત્ર હતો. એણે સર્વોત્તમ ગ્રીક ભાષામાં આ સ્મરણો લખ્યાં; અને ખરેખર, ચાર ભાગવતમાં આ ભાગવત સંપૂર્ણ છે. દુનિયાના સર્વાંગસુંદર ગ્રંથોમાંના એક તરીકે આને એક ફ્રેન્ચ સમાલોચક ગણાવે છે.

યોહાનનું ભાગવત છેલ્લું છે. ખ્રિસ્તી માન્યતાઓ કંઈક આકાર ધારણ કરતી હતી તે યુગમાં આ લખાયું. તે પહેલા શતકના અંતમાં લખાયેલું લાગે છે, અને ઇશુના શિષ્ય યોહાનનો આત્મા આમાં રેડાયો હોય એમ જણાય છે. આમ શાથી હશે એ તો કોણ જાણે ! કદાચ એ યોહાનના વિદેહ આત્માએ એમાં પ્રેરણાઓ પૂરી પણ હોય !

આ પાંત્રીશ દિવસના અદ્‌ભુત ઉલ્લેખના આવા પાયા છે. કાળના આરંભથી આવા દિવસો આવ્યા નહોતા; અને કાળના અંત સુધી આવા દિવસો કદી ભુલાવાના નથી.

૨

## બચપણ

જે જીવને દુનિયાની શિકલ ફેરવી નાંખી એ જીવનના બચપણ સંબંધે ઘણું જ થોડું જાણવામાં આવ્યું છે. ગામડાના એક સામાન્ય સુથારના છોકરાની બાબતમાં વધારે જાણવાની દરકાર કોઈને શી રીતે હોય ? દુનિયાને એમાં જાણવાજેવું લાગે પણ શું ?

યુસફ નામના સુથારને ઘેર જન્મેલ ઈશુ પોતાનાં ચાર ભાઈબહેન સાથે રહેતો. આવો છોકરો ભવિષ્યમાં યહૂદીઓને તારનાર નીવડશે એમ કોણ જાણતું હોય ? લોક આ વાત જાણતા હોત તો તેના નાનપણની ઝીણામાં ઝીણી વિગતની પણ નોંધ થયા વગર ના રહી હોત. પણ મુશળધાર પાણીની રેલમછેલ કરનાર મેઘનું બચપણ તો માત્ર દૂર દૂર ક્ષિતિજમાં વાદળનું એક કાળું ટપકું જ હોય છે ! એ વખતે એના તરફ કોઇ દૃષ્ટિ સરખીય કરતું નથી. મધ્યાહ્ને આખી દુનિયાને પ્રકાશ અને ગરમીથી ભરી દેનાર સૂર્યનું બચપણ તો પૂર્વમાં, પૃથ્વી અને આકાશના મિલનના મૂળમાં, લાલ લાલ ઝગઝગું જ હોય છે. તે વખતે એના ભાવી પ્રતાપની ખબર પડતી નથી.

ઇશુનું બચપણ પણ અજ્ઞાત દશામાં પસાર થયું, એટલે દુનિયાએ તેની નોંધ લેવાની દરકાર કરી નહિ. આજે આપણે એના બચપણ સંબંધે વધારે વિગતો જાણવા માટે શું શું ન કરીએ ? શું શું ન આપીએ ? પણ આ તરંગો નકામા છે. જે કંઈ જાણવા મળ્યું છે તેથી વધારે મળવાનો લગારે ય સંભવ નથી. અને તેથી મનને મનાવી લીધા સિવાય બીજો માર્ગ છે નહિ.

એ દિવસોમાં પાલેસ્તાઇન રોમને તાબે હતું. સીઝર ઓગસ્ટસ રોમનો બાદશાહ હતો. તેનું ફરમાન નીકળ્યું: 'બધી દુનિયા પર કર નાંખો.' એટલે યુસફને પોતાની પત્ની મરિયમને લઇને નાઝરથથી બેથ્લાહામ કર ભરવા માટે જવું પડ્યું. જ્યારે તેઓ બેથ્લાહામમાં હતાં ત્યારે મરિયમે એક છોકરાને જન્મ આપ્યો. એ હતું એના પહેલા ખોળાનું છોકરું. તેણે એને લૂગડાંના ગાભામાં બાંધ્યું અને ગભાણમાં મૂક્યું, કારણ જ્યાં તે ઊતર્યાં હતાં ત્યાં બીજી જગા જ નહોતી.

યુસફ અને મરિયમ કેટલી ગરીબ દશામાં હશે તે આ પરથી જોઇ શકાય છે. બેથ્લાહામમાં તેમને અનુકૂળ ઉતારો પણ ન મળ્યો ! 'ઝાઝા ચાંચડ, ઝાઝા જૂઆ, ત્યાં મહેતાના ઉતારા હુઆ !' તેમની પાસે કહેવાતાં સુખનાં સાધન પણ નહોતાં. એટલે એક સાધારણ ઘરના ગભાણમાં મરિયમે બાળકને જન્મ આપ્યો, અને ચીંથરાંના ડૂચામાં લપેટીને એ બાળકને સાચવવું પડ્યું ! દુનિયાના ઉદ્ધારકનો, જેને દુનિયા આગળ ઉપર ઝળીઝળીને પગે લાગવાની હતી તેનો જન્મ આવી

દશામાં થયો! આમ થવું એ જ વાજબી છે. કમળ કાદવમાંથી જન્મે છે, હીરો કોલસાની ખાણમાંથી પેદા થાય છે, તો આમ જનતાનો તારક આમ જનતામાંથી જ પાકે એમાં નવાઈ શી?

ઈશુ ગરીબ માબાપને ઘેર જન્મ્યો. અને તેમની ગરીબાઇ પણ કેવી? આંખમાં આંસુ લાવે એવી! આ વિચારથી ઇશુના ઉપાસકોને લગારેય શરમાવા જેવું નથી. એમણે તો અભિમાન લેવા જેવું છે કે છેક સામાન્ય માબાપનો દીકરો દુનિયાને તારનાર નીવડયો! ઇશ્વરને ઘેર કુળ, માન, મરતબો, પદવી, સમ્પત્તિ, સત્તા, મોટાઇ વગેરે કશા લેખામાં નથી, અને ઇશ્વર તો પોતાનું કામ ગરીબમાં ગરીબ કે રંકમાં રંક પાસેથી પણ કરાવી શકે છે. વલોણાનો વાંસ ખાસો જાડો ને માતેલો હોય છે, પણ તેને શ્રી. કૃષ્ણના હોઠનો સ્પર્શ કરવાનું ભાગ્ય પ્રાપ્ત થવાનું હતું? એ ભાગ્ય તો વાંસની નજીવી ગણાતી દુર્બળ પોલી સળીને સાંપડે છે. એ બિચારી બાપડી સળી કોણ જાણે કયાં ય જન્મી હોય છે, એના કુળનું ઠેકાણું નથી, એનાં માબાપ તો દુર્બળ છે, એ પણ રખડતી, રઝળતી દુનિયામાં અટવાતી ફરતી હોય છે. પણ ઈશ્વરકૃપા એની ઉપર ઉતરે છે અને કૃષ્ણ કનૈયાની તે બંસરી બને છે! એના હોઠનું અમૃત એ પીએ છે, ને જડ ચેતન સર્વને ડોલાવી ભાન ભુલાવે તેવું સંગીત તેમાંથી ઝરે છે.

યુસફ અને મરિયમ જેવાં નિર્ધન ગરીબના છોકરા ઈશુ ઉપર ભગવાનના આશીર્વાદ ઉતર્યા અને એ ક્ષુદ્રલક વાંસળી ભગવાનને હોઠે અડકી; ભગવાને એમાં પ્રાણ પૂર્યો

અને જગત આજે બે હજાર વરસ થયાં પણ જે નાદથી ડોલી રહ્યું છે એ નાદ એમાંથી નીકળ્યો. ઇશુ યુસફ અને મરિયમનું બાળક મટીને જગન્નિયંતાનું બાળક બન્યો.

જેઓ પોતાની ગરીબાઈથી શરમાતાં હોય તેઓ ઈશુ તરફ નજર કરે. જેઓ પોતાના કુળને કારણે ધરતીમાં માગ ઈચ્છતાં હોય તેઓ ઈશુના કુળ તરફ નજર કરે. જેઓ પોતાની દુર્બળતાથી લજવાતાં હોય તેઓ ઇશુ તરફ દૃષ્ટિ કરે. એની પાસે કુળ નહોતું, ધન નહોતું, સત્તા નહોતી. અને છતાં જગતના તાતના દરબારમાં એને પ્રથમ પદ મળ્યું !

ઈશુ જેવું પરમ દિવ્ય સત્ત્વ ગરીબને ઘેર અવતર્યું એ જ ઠીક હતું ! એથી દુનિયાની વિકૃત થયેલી દૃષ્ટિને ઠેકાણે આવવા માટેનું પરમ બળ મળ્યું છે.

એ દેશમાં ઘણા ભરવાડ હતા. તેઓ ખેતરોમાં પડી રહેતા, અને રાતે પોતાનાં ઘેટાંબકરાંને સાચવતા. દેવદૂતે તેમની પાસે પ્રકાશીને કહ્યું: 'ડરતા ના; કારણ, હું તમારી પાસે ઘણા આનંદની ખબર લાવું છું. દાઉદના શહેરમાં આજે એક બાળક જન્મ્યું છે. એ તારક છે, 'ખ્રિસ્ત' છે. એની નિશાની આ છે— એક ગભાણમાં ચીંથરામાં વીંટેલું તરતનું જન્મેલું બાળક તમે જુઓ એટલે જાણજો કે એ જ તારક, એ જ ખ્રિસ્ત.'

દેવદૂત તો દિવ્ય વાણી વદીને વિદાય થયો, અને ભરવાડો માંહોમાંહે કહેવા લાગ્યા: 'ચાલો, બેથ્લાહામ જઈએ અને ખ્રિસ્તનાં દર્શન કરીએ.' પછી તો તે ઉતાવળા ઉતાવળા

બેથ્લાહામ ગયા, ને તેમણે યુસફ તથા મરિયમને જોયાં, તેમ જ ગભાણમાં સુવાડેલા ઇશુનાં પણ દર્શન કર્યાં.

આથી દેવદૂતના કહેવા પર તેમને આસ્થા બેઠી. ભરવાડ જાત તો કુદરતને ખોળે ઊછરનારી, જન્મથી તે મરણ સુધી તેને કુદરતનો ખોળો જ ખૂંદવાનો. સીધી, સાદી, સરળ વાત તેને ગળે ઝટ ઊતરી જાય, સાદું સત્ય એનામાં સોંસરું પેસી શકે. એટલે જ તારક અવતર્યા છે, ને આ જ તારક છે એ આસ્થા સૌથી પહેલી યહૂદીઓની ભરવાડ જાતિમાં જ જન્મી. કૃષ્ણની દૈવી શક્તિ પર પહેલવહેલી આસ્થા બેઠી ગોવાળોની. સત્યની પ્રતિષ્ઠા ભોળા ગણાતા ગમાર ગામડિયામાં જ ઝટ થાય, અને ડાહ્યા તો ડહાપણના દરિયામાં ડૂબે !

દેવદૂતનું કહેવું ભરવાડોએ માની લીધું, અને તારકનાં દર્શન કરીને પોતાની જાતને કૃતકૃત્ય થયેલી ગણી. એમણે આ વાત લોકોને કરી. એમણે કહ્યું : "બેથ્લાહામમાં, યુસફ અને મરિયમના ઘરમાં, ઈશુ અવતર્યો છે, એ ખ્રિસ્ત છે, અમે એનાં દર્શન કર્યાં, અને દેવદૂતે આપેલી નિશાનીઓ બધી મળી આવી.'

વાત સાંભળનાર સૌ કાને હાથ દેતા ને આશ્ચર્યમાં ડોકું ધુણાવતા 'સુથાર જેવા ગરીબના ઘરમાં, ગભાણની અંદર, યહૂદીઓનો તારક અવતરે એવું લોકોથી શી રીતે માની શકાય ?'

ભરવાડોની વાત કોઇએ માની નહિ. લોકોએ તેમને હસી કાઢ્યા.

એટલે ભરવાડો તો ભગવાનના ગુણ ગાતા ચાલ્યા

ગયા; કારણ, તેમણે દેવદૂતના કહ્યા મુજબ બધું જોયું હતું.

ઈશુના જન્મ વખતે રાજા હીરોદની આણ વર્તતી હતી. તેની પાસે પૂર્વના ડાહ્યા માણસોએ આવીને કહ્યું: 'યહૂદીઓનો રાજા ક્યાં છે? અમે પૂર્વમાં તારો જોયો છે, એટલે તેની પૂજા કરવા આવ્યા છીએ.'

જ્યારે હીરોદે આ સાંભળ્યું, ત્યારે તે અકળાયો, અને આખું યરુશાલેમ પણ અકળાયું. તેણે મુખ્ય ધર્મગુરુઓ, પંડિતો તથા શાસ્ત્રીઓને ભેગા કર્યા અને પૂછ્યું: 'ખ્રિસ્ત ક્યાં જન્મ્યો છે તે કહી આપો.'

તેમણે કહ્યું: 'ખ્રિસ્ત બેથ્લેહેમમાં જન્મ્યો છે.'

પછી હીરોદે પેલા ડાહ્યા માણસોને ખાનગીમાં બોલાવ્યા, પૂર્વમાં તારો ક્યારે દેખાયો તે કલાવી કલાવીને પૂછી લીધું અને પછી તેમને બેથ્લેહેમ મોકલ્યા: એવું કહીને કે 'જાઓ, અને છોકરાની તપાસ ચતુરાઈથી કરો, અને જ્યારે તમે તેને શોધી કાઢો ત્યારે મને ખબર કરજો એટલે હું પણ આવું અને તેને પૂજું.'

તેમણે રાજાનું ફરમાન સાંભળ્યું અને પછી તેઓ ચાલ્યા. અને જુઓ, તેમને પેલો તારો દોરતો હતો. તે તેમને એ બાળક પાસે દોરી ગયો. જ્યારે તેમણે તે તારો જોયો ત્યારે તેમના આનંદનો પાર રહ્યો નહિ; અને જ્યારે તેઓએ ઘરમાં પ્રવેશ કર્યો ત્યારે તેમણે મરિયમની પાસે બાળક ઈશુને જોયો. તેમણે ઘૂંટણે પડીને તેને પૂજ્યો, અને અનેક પ્રકારની ભેટ ધરી—સોનું, સિક્કા, વસ્ત્રો વગેરે વગેરે.

તેમને સ્વપ્ન આવ્યું, અને ઇશ્વરે તેમને એ સ્વપ્ન દ્વારા ચેતવ્યા કે તમે હીરોદ પાસે પાછા જશો ના. તેથી તેઓ બીજે માર્ગે પોતાને વતન ચાલ્યા ગયા. પછી દેવદૂતે યુસફને સ્વપ્નમાં દેખા દીધી અને કહ્યું: 'ઊઠ, છોકરાને અને તેની માને લઈને મિસરમાં નાસી જા, અને ફરી હું કહું નહિ ત્યાં સુધી તું ત્યાં જ રહેજે, કારણ કે હીરોદ તારા દીકરાને મારી નાંખવાની તજવીજ કરનાર છે!'

પછી યુસફ દીકરાને અને મરિયમને લઈને રાતોરાત મિસર ચાલ્યો ગયો.

જ્યારે હીરોદને ખબર પડી કે પેલા ડાહ્યા માણસોએ તો મને છેતર્યો છે, અને ખ્રિસ્તનો પત્તો લાગે એમ નથી ત્યારે તેણે હુકમ કર્યો કે, 'બેથ્લેહેમ અને તેની આસપાસના કિનારા પરનાં બે વરસ સુધીનાં તમામ બાળકોને મારી નાંખો.' દેવકીને પેટે કૃષ્ણના જન્મથી કંસને જેવી ચટપટી થઈ હતી તેવી હીરોદને થઈ હોય એમ લાગે છે. અને કંસના લાખ લાખ ઉધામા છતાં કૃષ્ણ જેમ સલામત રહી શક્યા હતા, તેમ હીરોદે બે વરસ સુધીનાં બધાં બાળકોની કતલ કરાવી છતાં ઇશુ જીવતો રહી શક્યો.

પાપી બીજાથી ડરે છે તે કરતાં વધારે પોતાના પાપથી જ ડરે છે, ને હાર્યો જુગારી બમણું રમે તેમ તે ડરનો માર્યો બમણો પાપી બનતો જાય છે; લાખ ઉપાય કરવા છતાં તે પોતાના કાળમાંથી છટકી શકતો નથી. જ્યારે પાપનો ઘડો ભરાય છે, ત્યારે બધા પાસા અવળા પડે છે. સર્વ દાવપેચ નકામા જાય છે, ને બધી બાજી ઊંધી વળે છે. દુનિયાના

ઇતિહાસમાં આ સત્ય અનેક વાર અનેક રીતે દેખાયું છે. વ્યક્તિ, સમષ્ટિ કે રાજા, એનાં પાપ જ્યારે ભરાઇ જાય છે, ત્યારે તેનો નાશ કોઇ અણધારી રીતે થાય છે.

બાળકોની કતલથી સર્વત્ર રોકકળ થઇ ઊઠી. રાશેલનાં છોકરાં મારી નંખાયાં, તેથી તે રોતી હતી અને કોઇ ઉપાયે શાન્ત થતી નહોતી. આવી જ રીતે બધી માતાઓ બેબાકળી થઇ ગઇ હતી.

પછી જ્યારે હીરોદ મરી ગયો, ત્યારે પેલા દેવદૂતે યુસફને સ્વપ્નમાં દેખા દીધી અને કહ્યું, 'ઊઠ, છોકરાને અને તેની માને લઇને વતન પાછો ફર, કારણ કે જેઓ તારા બાળકનો પ્રાણ લેવા માગતા હતા તેઓ હવે દુનિયામાં નથી.'

યુસફ ઊઠ્યો, અને દીકરાને અને તેની માને લઇને પાલેસ્તાઇનમાં આવી નાઝરથ શહેરમાં રહ્યો.

ઈશુનાં માબાપ દર વરસે પાસ્ખાના પર્વ વખતે યરુશાલેમ જતાં. એક વખત, જ્યારે તે બાર વરસનો હતો ત્યારે, તેઓ રિવાજ મુજબ યરુશાલેમ ગયાં. જ્યારે તેમણે ત્યાં જે કાંઇ કરવાનું હતું તે કરી લીધું ત્યારે તેઓ પાછાં ફર્યાં, પણ ઈશુ તેમની સાથે નહોતો. તે શહેરમાં પાછળ રહી ગયો હતો. આ વાતની યુસફને કે મરિયમને કોઇને કશી ખબર નહોતી. તેમણે તો માનેલું કે જે મંડળી આગળ ગઇ છે તેમાં ઈશુ હશે.

એક દિવસની મજલને અંતે જ્યારે બધાંએ મુકામ કર્યો ત્યારે આગળ નીકળી ગયેલી મંડળીમાં તેમણે ઈશુની શોધ કરી. પણ એ તો તેમની સાથે ય નહોતો. તેથી તેઓ

તેને શોધતાં શોધતાં યરુશાલેમ પાછાં આવ્યાં. તેમણે તેને ત્રણ દિવસ સુધી ગોત્યા કર્યો.

ત્રીજે દિવસે તેમણે જોયું કે દેવળમાં ધુરંધર પંડિતો અને ધર્મવિદોની વચ્ચે ઈશુ બેઠો છે, ને તેમને પ્રશ્નો પૂછે છે તથા તેમના પ્રશ્નોના જવાબ આપે છે, અને જેમણે જેમણે ઈશુને સાંભળ્યો તેઓ તેની પ્રજ્ઞાથી ચકિત થયાં છે.

જ્યારે માબાપે દીકરાને જોયો ત્યારે તેમને પણ નવાઈ લાગી. તેની માએ તેને કહ્યું: 'બેટા, તેં આમ કેમ કર્યું? જો, તારા બાપને અને મને કેટલો બધો શોક થયો, અને અમે તારી કેટલી બધી શોધ કરી!'

તેણે તેમને જવાબ આપ્યો: 'તમે મને શોધ્યો એ શું? તમને ખબર નથી કે, મારે મારા 'બાપ'નું કામ કરવું જોઈએ?'

પણ ઈશુના આ શબ્દોનો અર્થ તેઓ સમજ્યાં નહિ. પછી તે તેમની સાથે નાઝરથ ગયો; પણ તેની માએ દીકરાનાં વચન યાદ રાખ્યાં હતાં.

દિવસે દિવસે ઈશુ જ્ઞાને અને કદે વધતો હતો, દહાડે ન વધે તેટલો રાતે ને રાતે ન વધે તેટલો દહાડે. અને તે ઇશ્વરનો તેમ જ મનુષ્યનો વધારેમાં વધારે વહાલો થતો હતો. પુત્રનાં લક્ષણ પારણાંમાંથી જણાતાં હતાં.

3

## તેનાં અદ્ભુત કામ

मूकं करोति वाचालं पगुं लंघयते गिरिम्।

**આજ** સુધીનો માનવજાતિનો ઇતિહાસ તો કહે છે કે તેણે કોઈ ને કોઈ પ્રકારના ચમત્કારોમાં શ્રદ્ધા કરી છે. જે કોઇ દિવ્ય વિભૂતિ માલૂમ પડી તેના પર તેની ભક્તિ થઇ. અને જ્યાં ભક્તિનો અતિરેક થયો કે પછી તે વિભૂતિનાં કાર્યોની બાબતમાં અનેક કલ્પનાઓ થવાની, અને આખરે તેનાં કાર્યો ચમત્કારી છે એવો વિશ્વાસ કરે ત્યારે જ તેને જંપ વળવાનો.

આવું યુગે યુગે, દેશે દેશે ને પ્રજાએ પ્રજાએ કે જાતિએ જાતિએ આજ સુધી થતું જ આવ્યું છે. જે શ્રદ્ધા, જે ભક્તિ, જે પૂજ્યભાવ એ દિવ્ય વિભૂતિની બાબતમાં હોય છે, તે શ્રદ્ધા, તે ભક્તિ અને તે પૂજ્યભાવ તેનાં કાર્યોમાં ચમત્કારની છાંટ દીધા વગર રહેતાં નથી. પ્રહ્લાદે ધગધગતા થાંભલાને બાથ ભીડી અને થાંભલો ઠંડોગાર થઇ ગયો અને અંદરથી પ્રભુ પ્રગટ્યા. સુધન્વાને ઊકળતી કઢાઇમાં નાંખ્યો તો તે ટાઢી-ટમ થઇ ગઇ. ધ્રુવ જંગલમાં હિંસક પશુઓની વચ્ચે વસ્યો છતાં તેનો વાળ વાંકો ન થયો. કૃષ્ણે કાળિનાગ નાથ્યો અને કંસને માર્યો; રામનામે પથ્થર તર્યા, રામેશ્વરથી લંકા સુધી પથ્થરની પાળ બંધાઇ ગઇ!

ઇશુના ચરિતમાં પણ તેણે અનેક ચમત્કારો કર્યાનું

વર્ણન આવે છે. એ સાચા હતા કે કેમ એ વાત મહત્ત્વની નથી. ઘણા ચમત્કારોની ભીતરમાં સત્ય છુપાયેલું છે. એકાદ સત્ય કે બાબત સમજાવવા માટે તેનું વર્ણન ચમત્કાર રૂપે પણ અપાયું હોય એમ ઘણે ભાગે બને છે. કાળિનાગને નાથવાની બાબત એ સત્ય જણાવે છે કે, જ્ઞાનરૂપી યમુનાનાં જળમાં સંશય રૂપી જે કાળિનાગનું ઝેર હતું, તેનો કૃષ્ણે નાશ કર્યો. રામનામે પથ્થર તર્યા—સેતુ બંધાયો, એ એમ બતાવે છે કે, પથ્થર જેવાં માનવીઓ પણ પોતાની અચલ શ્રદ્ધા વડે સંસાર સાગરમાં તરતાં રહે છે, ડૂબતાં નથી. અહલ્યાનો ઉદ્ધાર થયો, એમાંથી એમ સમજવાનું છે કે, ગમે તેવા ઘોર પાપમાંથી પણ તપ, પશ્ચાત્તાપ અને સંતસમાગમથી ઉદ્ધાર થાય જ છે, અને 'પાપીનો કદી ઉદ્ધાર નથી, એમ કોઇએ કદી ન જ માનવું. હિંદુધર્મની આવી આવી સેંકડો આખ્યાયિકાઓ રૂપક હોઇ બુદ્ધિગ્રાહ્ય બનાવી શકાય એમ છે.

ઈશુનાં અદ્ભુત કામોની બાબતમાં પણ આમ જ છે. જેને સત્યનું જ દર્શન કરવું છે અને મિથ્યા ડાચાકૂટ નથી કરવી તેને જે ચમત્કારો ઈશુએ કરેલા એમ કહેવાય છે. તેમાંથી કંઈ ને કંઈ શીખવા સમજવાનું મળ્યા વિના રહેવાનું નથી. ઈશુના અનુયાયીઓ એનાં આ અદ્ભુત કામોની અસરને લીધે માંદાંની માવજત કરવાનું અને દુખિયાંને દિલાસો આપવાનું શીખે છે, એ દીવા જેવી ખુલ્લી વાત છે. આપણી વચ્ચે ખ્રિસ્તી પાદરીઓ દ્વારા ચાલતી ઇસ્પિતાલોમાં આજે પણ થોડો ઘણો પ્રેમ અને સેવાની ભાવના માલુમ પડે છે. આ છે ઈશુનાં અદ્ભુત કામોની અસરનું પરિણામ!

## યરદનમાં બાપ્તિસ્મા

**પાલેસ્તાઈનમાં** યરદન નદી છે. જેવી આપણી ગંગા તેવી યહૂદીઓની યરદન. આપણે ઉપવીત ધારણ કરીએ ત્યારે દ્વિજ બનીએ. દરેક જણ જન્મથી શૂદ્ર છે, અને સંસ્કારથી દ્વિજ બને છે. એવી રીતે યહૂદીઓમાં બાપ્તિસ્મા લેવાની જરૂર પડતી. આપણે જનોઈ લઈએ તેમ તે બાપ્તિસ્મા લે.

બાપ્તિસ્મા એટલે પવિત્ર સ્નાન. જ્ઞાનગંગામાં ડૂબકી ખાવી તેનું નામ બાપ્તિસ્મા. તે વખતે આ પવિત્ર સ્નાન યરદન નદીમાં કરાવાતું. જ્યારે ઈશુ બાળક હતો ત્યારે બાપ્તિસ્મા આપવાનું કામ યોહાન કરતો હતો. એ સામાન્ય રીતે યોહાન બાપ્તિસ્ત એ નામથી ઓળખાય છે. એ વખતે યોહાન યહૂદિયાના વેરાન પ્રદેશમાં ઉપદેશ કરતો ફરતો હતો. તે કહેતો, 'પસ્તાવો કરો, કારણ કે પ્રભુનું રાજ્ય નજીક છે. પ્રબોધકે આમ કહ્યું છે: વેરાનમાંથી એક જણનો અવાજ ઊઠશે. તમે પ્રભુનો માર્ગ તૈયાર કરો. તમે તેના રસ્તા બધા સીધા કરો.'

યોહાન તો કમર પર ચામડું વીંટાળતો, અને જે વખતે જે કંઈ અનાયાસે આવી મળે તે વખતે તેથી નિભાવતો, ઝરણાનું પાણી પીતો અને ઇશ્વરનો અવાજ અધિકારીઓને પહોંચાડતો. પછી તો બધું યરુશાલેમ અને આખું યહૂદિયા

તેની પાસે બાસિસ્મા લેવા ઊલટ્યું. તેણે તેમને બાસિસ્મા આપ્યું અને તેમણે તેની સમક્ષ બધાં પાપ કબૂલ્યાં. માનવીઓ પોતાનાં બધાં પાપ કબૂલ કરે અને પસ્તાવો કરે તેમાં જ તેમનું સાચું તારણ અને એ જ પ્રભુના અવતાર માટેની તૈયારી. યોહાનને હાથે આ તૈયારી થતી હતી, એના ઉપદેશ દ્વારા લોકોનાં હૃદય ધોવાતાં હતાં, અને એ રીતે પ્રભુના રાજ્યના અવતરણની તૈયારી થતી હતી.

પછી તો ગેલિલમાંથી ઈશુ પણ યોહાન પાસે બાસિસ્મા લેવા ગયો. પણ તેણે તેમ કરવાની ના પાડી અને કહ્યું: 'મારે તારી પાસેથી બાસિસ્મા લેવાની જરૂર છે, તારે મારી પાસેથી લેવાનું ન હોય. તું મારી પાસે આવે છે એ શું?'

પણ ઈશુએ કહ્યું: 'હમણાં તો ચાલે છે એમ ચાલવા દે. હમણાં તો તું જ મને બાસિસ્મા આપ.' અને યોહાને તેમ કર્યું. જે ઉદારચરિત હોય છે તે ખાસ કારણ સિવાય લોક-પ્રણાલિકાનો ત્યાગ કરતા નથી. તેઓ સમજે છે કે આવી રીતે ચાલતી આવતી પ્રણાલિકાનો ત્યાગ કરવામાં સામાન્ય જનતાને બુદ્ધિભેદ થાય છે, અને તેથી લોકકલ્યાણ ભયમાં મુકાય છે. લોકોમાં બુદ્ધિભેદ ન થાય એ જોવાનું કામ આવા ઉદારચરિત મહાત્માઓનું છે. અને ઈશુએ ચાલતા આવેલા રિવાજ મુજબ યોહાન પાસે બાસિસ્મા લીધું, એમાં પણ એ મહાત્માનો ઉદ્દેશ લોકબુદ્ધિમાં ભેદ ન થાય એ જ છે.

યોહાનનો શિષ્ય ઈશુ બને એ યોહાનથી ન સહી શકાય, કારણ એ તો ધોળા દિવસની જેમ જોઈ શકયો હતો કે સાચો ગુરુ તો ઈશુ જ છે અને તેથી તેની તો

આંતરિક ઇચ્છા હતી કે ઈશુ મારો ગુરુ બને અને હું એનો શિષ્ય થાઉં. છતાં ઈશુના આગ્રહથી યોહાને તેને બાપ્તિસ્મા આપ્યું. જ્યારે બાપ્તિસ્મા અપાઈ રહ્યું ત્યારે સ્વર્ગનાં બારણાં ખૂલ્યાં, પ્રભુનો આત્મા ઈશુ પર ઊતર્યો, અને આકાશવાણી થઈ: 'આ મારો વહાલો દીકરો છે, મને તે અત્યંત પ્રિય છે.'

## વનમાં

**પછી** ઈશુને વનમાં જવાની પ્રેરણા થઈ. ત્યાં સેતાને તેને લલચાવવાના મિથ્યા પ્રયત્નો કર્યા. જ્યારે ઈશુએ ચાળીશ દિવસો અને ચાળીશ રાતોના અપવાસ કર્યા ત્યારે તેને ભૂખ લાગી. અને લલચાવનારે તેની પાસે આવીને કહ્યું: 'તું જો પ્રભુનો પુત્ર હોય તો આ પથ્થરના રોટલા બની જાય એમ ફરમાવ.'

પણ તેણે જવાબ આપ્યો: 'માણસ કંઇ માત્ર રોટલાથી જીવતું નથી, પણ પ્રભુના મુખમાંથી નીકળતા દરેક શબ્દના ભોજનથી તે જીવે છે.'

પછી સેતાન ઈશુને પવિત્ર શહેરમાં લઈ ગયો, અને એક દેવળના શિખર પર તેને મૂકીને કહ્યું: 'જો તું પ્રભુનો પુત્ર હોય તો તું અહીંથી પડતું મૂક અને પરીક્ષા કર કે તારો માલિક તને જીવતો રાખે છે કે કેમ?'

ઈશુએ તેને કહ્યું: 'માલિકની પરીક્ષા કદી કરતો ના.'

વળી પાછો સેતાન તેને ઊંચામાં ઊંચા પર્વત પર લઈ ગયો, અને દુનિયાનાં બધાં રાજ્ય તથા તેમનાં કીર્તિવૈભવ

બતાવીને તેણે તેને કહ્યું: 'જો તું પતિત થશે અને મને ભજશે તો આ બધી ચીજો અને આ બધા વૈભવ હું તને આપીશ.'

ઇશુએ તેને ફિટકાર આપતાં કહ્યું: 'દૂર થા અહીંથી, સેતાન! એવું લખાયું છે કે તું તારા માલિક એક ભગવાનને જ ભજ, અને માત્ર તેની જ ચાકરી કર.'

આવી એકાન્ત દરેક દ્રષ્ટાએ સેવી છે, ને કપરી સાધના કરી છે. તેમ જ અણીને સમયે તે દરેકને પ્રલોભનો આવ્યા વિના રહ્યાં નથી. બુદ્ધની સમક્ષ, પેલા બોધિસત્ત્વ નીચે, છેક છેલ્લી ઘડીએ, આવી જ લાલચો ખડી થઈ હતી. તેને બેમાંથી એક માર્ગ પસંદ કરવાનો હતો—શ્રેયનો કે પ્રેયનો. પ્રત્યેક યાત્રીને આવી ઘડભાંગ થાય છે, અને તે બેમાંથી એક માર્ગ લે છે. ઇશુને પણ દુનિયાની સંપત્તિ, કીર્તિ, વૈભવ વગેરેની લાલચોએ ફસાવવા બનતું કર્યું; પણ તે પ્રભુનો લાડીલો હતો. તેણે પોતાનું સુકાન તેના હાથમાં મૂક્યું હતું, અને તેથી તે સુરક્ષિત જ રહ્યો, લાલચો તેને ફસાવી શકી નહિ, અને તે માનવ જાતનો તારણહાર થવા અણીશુદ્ધ પાર ઊતર્યો. સેતાન બિચારો થાકીને ચાલ્યો ગયો, અને દેવદૂતો આવ્યા અને તેની પરિચર્યા કરવા લાગ્યા.

## શિષ્યોને સાદ

**યરદનની** પેલી બાજુ જ્યાં યોહાન પવિત્ર સ્નાનવિધિ (બાપ્તિસ્મા) કરાવતો હતો, ત્યાં બીથાબારામાં આ બનાવ બન્યો. બીજે દિવસે ઇશુ ગેલીલ ગયો અને ફિલિપને મળ્યો ને કહ્યું: 'મારી પાછળ આવ.'

ફિલિપ હતો આંદ્રા અને પિતરના શહેર બીથાસાયદાનો રહીશ. તે નાથાનીલને શોધે છે ને કહે છે: ' જેના સંબંધે મૂસાએ અને પયગંબરોએ ભાખેલું તે નાઝરથનો ઈશુ અમને લાધ્યો છે. '

નાથાનીલ શંકા કરે છે : ' નાઝરથમાંથી કદી શુભ પેદા થઈ શકે ખરું ? '

ત્યારે ફિલિપે જવાબ આપ્યો: ' આવ અને જો. '

ઈશુએ નાથાનીલને પોતાની પાસે આવતો જોયો અને તે બોલી ઊઠયો : ' જુઓ, એક સાચો ઇસ્રાએલ. એનામાં કપટનો છાંટો પણ નથી! '

નાથાનીલે ઈશુને પૂછયું : ' તમે મને કયાંથી ઓળખો ? '

ઈશુએ જવાબ આપ્યો : ' ફિલિપે તને બોલાવ્યો ત્યાર પહેલાં તું જ્યારે અંજીરના ઝાડ નીચે હતો ત્યારે મેં તને જોયો હતો. '

આ સાંભળી નાથાનીલે ઉદ્ગાર કાઢયાઃ ' ગુરુદેવ, તમે જ ઈશ્વરના પુત્ર છો; તમે જ ઇસ્રાએલના રાજા છો. '

ઈશુએ તેને કહ્યું: ' સાચે જ તું એમ માને છે ? ખરેખર, હું તમને કહું છું કે હવે પછી તમે સ્વર્ગને ઊઘડતું અને દેવદૂતોને આવજા કરતા જોશો. '

પછી તો યોહાનને કેદ કરવામાં આવ્યો, અને ઈશુએ ગેલિલમાં આવીને પ્રભુના રાજ્યની વાત કરી : ' કાળ પાકયો છે, પ્રભુનું રાજ્ય નજીક છે; પસ્તાવો કરો અને ભાગવતમાં— પ્રભુની વાતમાં માનો. '

પછી જ્યારે તે ગેલિલના દરિયાને કિનારે ફરતો હતો,

ત્યારે તેણે સિમોન અને આંદ્રા એ બે ભાઈઓને દરિયામાં જાળ નાંખતા જોયા. તે બન્ને જણ માછીઓ હતા. ઈશુએ તેમને કહ્યું : 'મારી પાછળ આવો, અને હું તમને માણસોના માછી બનાવીશ.' તરત જ તેમણે પોતાની જાળો મૂકી દીધી, અને ઈશુની પાછળ પાછળ ચાલવા માંડયું.

થોડેક ગયા પછી તેણે ઝબદીના દીકરા યાકૂબને અને તેના ભાઈ યોહાનને જોયા. તેઓ પણ પોતાના વહાણમાં બેઠા બેઠા જાળ સમી કરતા હતા. ઈશુએ તેમને બોલાવ્યા, અને તેઓ પોતાના બાપને વહાણમાં રહેવા દઈને તેની પાછળ ચાલ્યા.

ફરી પાછો તે દરિયે દરિયે આગળ ચાલ્યો, અને ટોળું પણ તેની સાથે ચાલ્યું. એણે તેમને બોધ કર્યો. આગળ ચાલતાં ઈશુએ આલ્ફિયસના દીકરા લેવીને નાકાની રસીદો ગણતો જોયો, અને કહ્યું : 'મારી પાછળ આવ.' તે પણ ઊઠયો અને તેની પાછળ ચાલ્યો.

અહીં શિષ્યોને સાદ કર્યાની વાત સીધી ને ટૂંકી રીતે મૂકી છે. ખરેખર, જે બાર મુખ્ય શિષ્યો ઈશુને સાંપડ્યા હતા તે તેનો સાદ સૂણતાં જ પોતાનું સર્વસ્વ છોડીને તેની પાછળ નીકળી પડ્યા હતા. માછી, ભરવાડ, મજૂર કે ખેડૂત! એમનામાં વિદ્વત્તા, પંડિતાઈ કે શાસ્ત્રજ્ઞતા ક્યાંથી હોય? પણ બુદ્ધિના ધુરંધરોનાં હૃદય ડહોળાયેલાં હોય છે, અને મજૂરી કરનાર ભોળા ગામડિયાનાં હૃદય સ્વચ્છ હોય છે. હૃદયરૂપી દર્પણ જેટલું સ્વચ્છ, તેટલું વધારે સચોટ પ્રતિબિંબ, અને તેથી જ ઈશુનો સાદ સંભળાયો માછીઓને! ભર-

વાડાને ! ગામડિયા પ્રામાણિક મજૂરી કરીને પેટ ભરનાર ધંધાદારીઓને !

કૃષ્ણની બંસીનો સાદ યમુનાને કિનારે રમતગમત કરતાં ગોપગોપીઓને કે તેમની ગાયોને ગાંડાંતુર કરી મૂકતો. નાદઘેલી ગોપીઓ આંખનું કાજળ ગાલે ઘસીને અને નાકની નથ કાનમાં પહેરીને કે પગનું ઝાંઝર હાથમાં પરોવીને અને હાથનું કંકણ પગમાં નાંખીને દોડતી. ' વીસરી ત્રાસ, લોકલાજ,' નરનારી કહાન પાછળ ભમતાં. ખ્રિસ્તની પાછળ ભમનારાં ઘરબાર, માબાપ, કુટુંબપરિવાર, છૈયાંછોકરાં, માલમતા સર્વ છોડીને દોડતાં. ઈશુને જે શિષ્યો મળ્યા તે પોતપોતાનો ધંધો જેવો ને તેવો જ્યાં ને ત્યાં મૂકીને તેની પાછળ ચાલી નીકળેલા. તે ન પૂછવા રહ્યા કોઈ મિત્રોને, બૈરાંછોકરાંને કે માબાપને. એમને તો સાદ થયો : ' મારી પાછળ આવો.' અને લાગલા જ તેઓ તેની પાછળ ચાલી નીકળ્યા. આનું નામ જાતસમર્પણ ! આનું નામ ત્યાગ ! આનું નામ સાચું શિષ્યત્વ ! આનું નામ શ્રદ્ધા !

## મંદિરમાં બજાર

**એક વખત** ઈશુ એની માતા, એનાં ભાઈભાંડુ અને એના શિષ્યો કાપર્નુહમ ગયાં. પણ તે ત્યાં ઝાઝા દિવસ રહ્યાં નહિ. યહૂદીઓનું પાસ્ખાનું પર્વ નજીક હતું, એટલે ઈશુ યરુશાલેમ ગયો. તેણે ત્યાંના મંદિરમાં વેપાર ચાલતો જોયો. બળદ, ઘેટાં ને પંખીઓ વેચનારાં તથા ખરીદનારાંએ મંદિરમાં બજાર

ભર્યું હતું, તેમ જ શરાફો પણ નાણાં વટાવી આપવા ત્યાં બેઠા હતા.

ઈશુએ તો આ વેપારીઓને અને તેમનાં પશુપંખીઓને બહાર હાંકી કાઢ્યાં. તથા નાણાં વટાવનારાંના સિક્કા ફેંકી દીધા, તેમના ગલ્લા ઊંધા વાળ્યા અને બજાર ભરનારાંને કહ્યું: 'લઈ જાઓ અહીંથી આ ચીજો; મારા બાપના ઘરને બજાર બનાવતાં ના.'

ત્યારે યહૂદીઓએ સવાલ ઉઠાવ્યો: 'તું આવું બધું કહે છે તો તારી પાસે તેને માટે શો આધાર છે?'

ઈશુએ તેમને જવાબ આપ્યો: 'આ મંદિરનો નાશ કરો. ત્રણ દિવસમાં હું મંદિર ઊભું કરીશ.'

ત્યારે યહૂદીઓએ કહ્યું: 'આ મંદિરને બાંધતાં છ અને ચાળીશ વરસ થયાં અને તું શું એને ત્રણ જ દિવસમાં ઊભું કરશે?'

પણ તેણે તો આત્માના મંદિરની વાત કરી હતી.

કોઈ પણ તીર્થસ્થાનમાં જાઓ અને જુઓ કે ત્યાં કિતા વેપાર ચાલી રહ્યા છે. પૂજારીઓ ને ગોરમહારાજો દર્શનને નામે, પૂજાને નામે, ચરણસ્પર્શને નામે કે થાળ ધરાવવાને નામે ભાવિક યાત્રાળુ પાસેથી શું શું નથી પડાવતા? માનું શ્રાદ્ધ સરાવો, બાપનું સરાવો, મરેલાનું તો સરાવો પણ સાથે જીવતાનું ય સરાવો—આવી અનેક તરકીબોથી કેટલી બધી હડહડતી લૂંટ ચાલે છે? સાચેસાચ દેવમંદિરો એક જાતનાં બજાર બની ગયાં છે!

જેવાં દેવમંદિર ખંડેર બન્યાં છે તેવાં આત્માનાં મંદિર —દેહમંદિર પણ નફાતોટાનાં બજાર બન્યાં છે. જે દેહમંદિર આત્મકલ્યાણ સાધવા માટે મળેલ છે તેને જ વટાવીને મોજમજા કરાય છે! કોઈ તેને નોકરીરૂપી દામથી વટાવે છે, તો કોઈ તેને તેના રૂપથી પણ વટાવે છે. કોઈ તેને ખેલતમાશા કરીને વટાવે છે, કે કોઈ તેને ભાષણો ઠોકીને કે લેખો યા પુસ્તકો લખવા દ્વારા વટાવે છે.

ઈશુએ દેવમંદિરો કે દેહમંદિરોના થતા સોદા સામે પોતાનો પુણ્યપ્રકોપ જાહેર કર્યો: અને એ યરુશાલેમના મંદિરમાંથી સોદાગરોને બહાર હાંકી કાઢીને દુનિયાને એવા ઊંધા સોદા નહિ કરવાનો, દેવમંદિર કે દેહમંદિરને બજાર નહિ બનાવી મૂકવાનો, પદાર્થપાઠ આપ્યો. આંખો હોય તે જુએ, કાન હોય તે સાંભળે ને સાન હોય તે સમજે.

## સમરૂનની બાઈ

**ઈશુ** સિયર શહેરમાં જાય છે. આ શહેર યાકૂબે યુસફને દાન કરેલી જમીનની પાસે આવેલું હતું. ત્યાં યાકૂબનો કૂવો હતો. ઈશુને થાક લાગ્યો હતો તેથી તે એ કૂવા પર આરામ લેવા બેઠા; અને છએક વાગ્યાને સુમારે સમરૂનની એક બાઈ ત્યાં પાણી ભરવા આવી.

ઈશુએ તેને કહ્યું: 'મને પીવાનું પાણી આપ.'

એ બાઈએ કહ્યું: 'તું યહૂદી થઈ ને સમરૂનીની પાસેથી પાણી માગે છે એ શું?'

યહૂદીઓ સમરૂનના લોકો સાથે કોઈ જાતનો વહેવાર રાખતા નહિ. નાતજાતના ભેદ પાળનાર લોકો જેમ આપણે અહીં વટાળ પાળે છે તેમ તેઓ પાળતા હતા.

ઈશુએ તેને કહ્યું: 'તને પ્રભુની ભેટની ખબર હોય, અને તારી પાસે કોણ પાણી માગે છે તે જાણતી હોય તો તું તેને પાણી આપ. તું એને પાણી પા અને તે તને બદલામાં જીવતું પાણી આપશે.'

બાઈએ તેને કહ્યું: 'બાપજી, તમારી પાસે પાણી કાઢવાનું કોઈ સાધન તો છે નહિ અને કૂવો તો ઊંડો છે! તો તમારી પાસે જીવતું પાણી છે ક્યાંથી? અમારા ઘરડિયાં ચાકૂબે આ કૂવો કરાવેલો, અને અમને તેણે એ વારસામાં આપેલો. એમાંથી એણે પોતે પીધું, એનાં છોકરાંએ પીધું અને એનાં પશુઓએ પણ. તો શું તમે અમારા એ ઘરડિયા ચાકૂબથી ય મોટા છો?'

ઈશુએ તેને કહ્યું: 'જે કોઈ આ પાણી પીએ તે ફરી તરસ્યું થાય, પણ હું આપું તે પાણી જે કોઈ પીએ તે કદી તરસ્યું થાય નહિ. હું જે પાણી તને આપીશ તે પાણી જ તારામાં એક એવું સતત વહેતું ઝરણું બની જશે કે તેમાંથી પાણી કદી સુકાશે નહિ, અને ચિરકાળ સુધી તેમાંથી પાણી વહ્યા કરશે.'

તે બાઈ બોલી: 'બાપજી, મને તમારું એ પાણી પાઓ કે જેથી મને કદી તરસ લાગે નહિ, અને મારે અહીં પાણી ભરવા પણ આવવું પડે નહિ.'

ત્યારે ઈશુએ કહ્યું: 'જા, તારા ધણીને લઈને આવ.'

બાઈએ કહ્યું: 'મારે ધણી નથી.'

ઈશુએ તેને કહ્યું: 'તારે ધણી નથી એમ તેં કહ્યું તે ઠીક જ કહ્યું છે; કારણ, તારે અત્યાર સુધીમાં પાંચ ધણી થઈ ચૂક્યા છે. અને અત્યારે જે તારો છે તે તારો ધણી નથી; માટે મારે ધણી નથી એમ જે તેં કહ્યું તે ખરું છે.'

આ સાંભળીને તે બાઈ બોલી: 'બાપજી, મને લાગે છે કે આપ પયગંબર છો. અમારા વડવા આ પર્વતોમાં ભક્તિ કરતા, અને તમે કહો છો કે લોકોને ભક્તિ કરવાનું સ્થાન યરુશાલેમમાં છે!'

ઈશુએ તેને જવાબ આપ્યો: 'અરે બાઈ, મારી આ વાત માન. એ ઘડી આવે છે કે જ્યારે તમે મારા બાપને નથી ભજવાનાં, આ પર્વતમાં કે યરુશાલેમમાં પણ. તમે કોને ભજો છો એ જ તમે જાણતાં નથી. અમે કોને ભજીએ છીએ તે અમે જાણીએ છીએ. પણ ખરી ઘડી આવે છે—આવી છે—કે જ્યારે સાચા ભક્તો જગતપિતાની ભક્તિ પ્રાણપણે ને સત્યનિષ્ઠાથી કરશે; કારણ, એ પિતા એવાંની આવી ભક્તિ શોધે છે. પ્રભુ વિશ્વાત્મા છે, અને જેઓ તેને ભજવા માગે છે, તેમણે તેને આત્માદ્વારા અને સત્યદ્વારા ભજવો રહ્યો.'

આ સાંભળીને પેલી બાઈ બોલી: 'મને ખબર છે કે ખ્રિસ્ત નામે પયગંબર આવનાર છે, ને જ્યારે તે આવશે ત્યારે તે અમને બધી વાતો કરશે.'

ઈશુ કહે: 'તારી સાથે વાત કરે છે તે જ તે છે.'

આ વખતે તેના શિષ્યો આવી પહોંચ્યા અને ઈશુને

એકલ બાઈમાણસ સાથે વાત કરતો જોઈને વિચારમાં પડી ગયા. છતાં કોઈએ તેને પૂછયું નહિ કે તમે એકલ બાઈમાણસ સાથે વાત કરો છો એ શું ?

પછી ઘડો ત્યાં જ રહેવા દઈને તે બાઈ ગામમાં દોડી ગઈ અને ત્યાં તેણે લોકોને કહ્યું : 'ચાલો, એક પુરુષનાં દર્શન કરવા ચાલો. મેં શું કર્યું છે તે એણે કહી આપ્યું એવો એ છે. એ જ ખ્રિસ્ત ન હોય ?'

પછી તો ગામમાંથી લોકો ત્યાં આવ્યા. દરમિયાન તેના શિષ્યોએ તેને ખોરાક લેવાની વિનંતી કરી. પણ તેણે તેમને જવાબ આપ્યો : 'મારી પાસે એવો ખોરાક છે કે જેની તમને ખબર નથી.'

આથી શિષ્યો એકબીજાને પૂછવા લાગ્યા, 'કોઈએ ગુરુજીને બીજું કંઈ ખાવાનું આણી આપ્યું છે ?'

પણ ઇશુ શિષ્યોને કહે: 'જેણે મને મોકલ્યો છે તેની મરજી સાચવવી અને તેનું કામ પૂરું કરવું એ મારો ખોરાક. તમે કહો છો કે હજી તો ચાર માસનો ગાળો છે, ને પછી પાક ઊતરશે. પણ જુઓ, હું તમને કહું છું, આંખો ઊંચી કરો અને ખેતરો તરફ જુઓ; કારણ તેઓ પાકથી ક્યારનાં ધોળાંધોળાં થઇ ગયાં છે. જે લણે છે તેને મજૂરી મળે છે, ને તે અનંત જીવન માટે ભાથું ભેગું કરે છે.'

પછી સમરૂનના લોકોએ ઈશુને ત્યાં રહી જવાને આગ્રહ કર્યો. તેથી તે ત્યાં બે દિવસ રોકાયો. ત્યાં ઘણાએ તેની ઉપર વિશ્વાસ કર્યો. બે દિવસ પછી તે ત્યાંથી નીકળ્યો અને ગેલિલ ગયો.

મહાપુરુષોની વાતો બધી જીવનને લગતી જ હોય છે. એ પાણી પીવાની વાતો કરે ત્યારે શરીરમાં રેડવાના પાણીની નહિ પણ જ્ઞાનજલ, ભકિતજલ કે એવા કોઈ જલની વાત કરે છે એમ સમજવું. ઈશુએ તો એવા જલની વાત કરી કે જેની વડે આત્માની તરસ છીપે. જ્યારે તે ખાવાની વાત કરે ત્યારે પેટનો ખાડો પૂરવાના રોટલાની વાત નથી કરતો પણ આત્માની ભૂખ ભાગે એવા ખોરાકની વાત કરે છે એમ સમજવાનું છે.

'નારી તો નરકની ખાણ છે. દુનિયા બધી ફસાય છે નારીમાં. પુરુષ જ ઇશ્વિરની સૃષ્ટિમાં ગણતરીને યોગ્ય પ્રાણી છે. અને સ્રી તો પુરુષને ફસાવવા, પતિત કરવા માટે રચાયેલી ઇન્દ્રજાળ છે—સ્રી માનવી જ નથી—' આવી ભાવના ઠેરઠેર વ્યાપી રહેલી છે. અને તેથી પુરુષથી નારીને છાંયડે પણ ઊભા ન રહેવાય એવી માન્યતા પ્રચલિત છે. ઈશુ જેવો સાધુ પુરુષ એકાન્ત જગામાં કૂવાના થાળા પર બાઈ માણસ સાથે વાત કરે એ જોઇને શિષ્યો પણ ચમકે એમાં શું આશ્ચર્ય? જગતની પાસે આથી વધારે સારું જોઈ શકે એવી આંખોની આશા ન રખાય. શિષ્યો પણ જગતના જ હતા ને? એટલે એકાન્તમાં બાઇ માણસ સાથે ઈશુને વાત કરતો જોઇને તેઓ પણ ચમકે એમાં નવાઇ નથી. પણ તેના જેવાએ દુનિયા સ્તુતિ કરશે કે નિંદા કરશે તેનો વિચાર કરવાનો ન હોય. એને તો પોતાના જગત્પિતાનું કામ કરવાનું હતું, અને તેથી જે વખતે જે અધિકારી લાગ્યું તે વખતે તેને તેણે જીવનની વાત સંભળાવી. વગર પરણ્યે પાંચ પાંચ ધણી કરનારી બાઈ

જગતની આંખે કેવી ગણાય? તેમ જ પરણ્યાને જ વળગી રહેનારી કેવી ગણાય? પહેલી ગણાય પાપી અને બીજી ગણાય સતી. પણ એમાંથી કોનું અંતર પવિત્ર છે ને કોનું પાપી છે એ તો અંતર્યામી જ જાણે. એટલે વગર પરણ્યે પાંચ પાંચ ધણી કરનારી બાઈ જગતને ભલે જીવનની વાત સમજવાને લાયક ન ગણાય પણ ઈશુને તો તે લાયક ગણાઈ! અને તેથી જ તેણે એકલ જગાએ, કૂવાને કાંઠે, નિષિદ્ધ દળની એક બાઈ સાથે જીવનના પાણીની વાત કરી.

વળી શિષ્યોએ ખાવાને માટે આગ્રહ કર્યો ત્યારે પણ તેણે જીવનના રોટલાની વાત કરી. તેણે તો જીવનના પાકની પણ વાત કરી. પ્રજાની સ્થિતિ તે વખતે એવી હતી કે તેનો હાથ પકડીને તેને કાદવમાંથી બહાર કાઢવાની જરૂર હતી. અને તેથી જ ઈશુએ પોતાના શિષ્યોને કહ્યું કે માનવપ્રજા રૂપી ખેતરોમાં તમે નજર લંબાવો અને જુઓ કે પાક તૈયાર છે. મતલબ કે જનતામાં જીવનના ખોરાકની, જીવનના પાણીની અને પ્રભુના રાજ્યની ભાવના જાગ્રત કરવા માટેનું ક્ષેત્ર તૈયાર થઈ ગયેલું હતું અને તેથી જ ખ્રિસ્તે પોતાના શિષ્યોને એ ક્ષેત્ર બતાવીને ત્યાં કામ કરવા આડકતરી રીતે વેણ કહ્યાં.

## જેમણે તેનો સાથ છોડયો.

ઈશુ તો ઉપદેશ આપતો ફર્યા કરતો હતો. લોકો તેને શોધતા કાપર્નહમ આવ્યા, અને જ્યારે તેમને તે મળ્યો, ત્યારે તેમણે તેને પૂછ્યું: 'અમે શું કરીએ કે જેથી અમારે હાથે પ્રભુનાં કામ થઈ શકે?'

ઈશુએ તેમને ઉત્તર આપ્યો: ‘તેણે જેને મોકલ્યો છે તેનામાં શ્રદ્ધા કરો! આટલું કરશો એટલે તમે પ્રભુનું કામ કરી શકશો એમ જ માનજો.’

ત્યારે તેમણે તેને પૂછ્યું: ‘અમે તારામાં વિશ્વાસ કરીએ એ માટે એવી કઈ નિશાનીઓ તું અમને બતાવે છે? એવું કોઈ પારખું બતાવ કે જેથી અમને વિશ્વાસ થાય કે તું જ ઈશ્વરનો મોકલેલ છે. તું એવું શું કરે છે? અમારા બાપદાદા તો પ્રભુની કૃપાથી રણમાં પણ ફળ ખાઈ શકતા. શાસ્ત્રમાં તો લખ્યું છે કે તેમને માટે તેણે સ્વર્ગમાંથી રોટલી મોકલી. અમારા બાપદાદાને ભૂખ લાગે ત્યારે તેમને માટે સ્વર્ગમાંથી રોટલી આવતી, આવું કાંઈ તું બતાવી શકે એમ છે?’

ઈશુએ તેમને જવાબ આપ્યો: ‘હું જ જીવનનો રોટલો છું. જે મારી પાસે આવશે તે કદી ભૂખ્યો થશે નહિ, ને જે મારામાં વિશ્વાસ મૂકશે તે કદી તરસ્યો થશે નહિ.’

આ સાંભળીને યહૂદીઓ ઈશુની વિરુદ્ધ બબડવા લાગ્યા, કારણ કે તેણે કહ્યું હતું કે સ્વર્ગમાંથી આવેલો જીવનનો રોટલો હું છું. લોકો તો કહેવા લાગ્યા: ‘આનાં માબાપને તો આપણે ઓળખીએ છીએ. આ યુસફનો દીકરો ન હોય? નાઝરથના સુથાર યુસફનો દીકરો એ છે એ વાત તો સોળે સોળ આના સાચી છે, ત્યારે પછી ‘હું સ્વર્ગમાંથી ઊતરી આવેલો રોટલો છું,’ એવાં વેણ એ કહાડે છે એ શું?’

તેથી ઈશુએ તેમને જવાબ આપ્યો: ‘અંદર અંદર બબડતા ના. સાચેસાચ હું તમને કહું છું કે જે મારા પર વિશ્વાસ કરે છે તેની પાસે અનન્ત જીવન છે.’

જેઓ પૂરી શ્રદ્ધાથી આવા સાધુપુરુષનું શરણુ શોધે છે તેમનાં ત્રિવિધ દુ:ખ ટળે છે, એવી શાખ દુનિયાનાં એકેએક ધર્મશાસ્ત્ર પૂરે છે. વળી સંકટ સમયે જો માણુસ જગનિયંતા જે કરે છે તે શુભ જ કરે છે એ વિશ્વાસ ન ગુમાવે તો તેને કોઈને શરણે જવાની જરૂર પણ રહેતી નથી. જેનામાં એટલી બધી શ્રદ્ધા જન્મી છે તેને માનવદેહધારી ગુરુ કરવાની કશી ય જરૂર નથી; કારણ, ગુરુઓનો પણ ગુરુ એ જ એનો સીધો ગુરુ છે.

ઈશુને જે શ્રદ્ધા જગત્પિતા પર હતી, તે શ્રદ્ધા શિષ્યોને હોત તો તેમને ભય લાગત જ નહિ, અને તેમને ઈશુનું શરણુ પણ લેવું પડત નહિ; કારણ કે ઈશુએ જેનું શરણ લીધેલું તેનું તેમણે પણ લીધેલું હોત.

## પાપીઓમાં

એક વખત એક ઘરમાં ઈશુ ખાવા બેઠો હતો, અને તેની સાથે ઘણા 'પબ્લિકનો' અને પાપીઓ પણ ખાવા બેઠા હતા.સાથે તેના શિષ્યો પણ હતા. આ જોઈને 'ફરોશી'ઓએ શિષ્યોને પૂછ્યું: 'તમારો ગુરુ પબ્લિકનો અને પાપીઓ ભેગો બેસીને કેમ ખાય છે?'

આ વાત ઈશુના સાંભળવામાં આવી એટલે તેણે તેમને કહ્યું: 'જેઓ સાજાસમા છે તેઓને વૈદની જરૂર નથી, પણ જેઓ માંદા છે તેમને તેની જરૂર છે. આનો અર્થ શો છે તે તમે તમારી જાતે અનુભવી લો. મારે તો દયા કરવાની છે,

ને નહિ કે બલિદાન લેવાનું. સત્યનિષ્ઠોને આમંત્રણ આપવા માટે મને જગત્પિતાએ મોકલ્યો નથી, પણ મને તો પાપીઓ પાસે પશ્ચાત્તાપ કરાવી શકું તે માટે મોકલવામાં આવ્યો છે.'

આ શબ્દોમાં ઈશુના જીવનનો નીચોડ આવી જાય છે. એના જીવનનું એક માત્ર કાર્ય હતું, ભૂલેલાંને રસ્તો બતાવવાનું, પાપીઓનાં પાપ ધોવાનું. જેઓ નિષ્પાપી હતાં તેમની પાસે જવાની તેને લગારે ય જરૂર નહોતી, જેઓ સુખી હતાં તેમની પાસે તેને જવાનું નહોતું.

## ડાગળી ચસકેલો

**એક** દિવસ ઈશુ અને તેના શિષ્યો દરિયાની પેલે પાર 'ગાડારીનીસ' નામના દેશમાં ગયા. જ્યારે તે વહાણમાંથી કિનારે ગયો ત્યારે તેને એક માણસ મળ્યો. આ માણસ સ્મશાનમાં રહેતો હતો. તેનું મગજ છટકેલું હતું. કોઈ તેને બાંધી શકતું નહિ, સાંકળોથી પણ નહિ. ઘણી વાર તેને હેડમાં ઘાલ્યો હતો, અને સાંકળે બાંધ્યો હતો, પણ હેડ તેણે ભાંગી નાંખી હતી અને સાંકળો તેણે તોડી નાખી હતી. એને કોઈ શાન્ત પણ પાડી શકતું નહિ. હમેશાં, દિવસ ને રાત, તે પર્વતોમાં ને સ્મશાનમાં જ ભમતો, ને રાતદહાડો બૂમો પાડયા કરતો તથા પથ્થર વડે પોતાના અંગ પર ઘા કર્યા કરતો. પણ જ્યારે તેણે ઈશુને દૂરથી જોયો, ત્યારે તે દોડી આવ્યો અને તેની પૂજા કરી બોલ્યો: 'મહાન દેવના દીકરા ઈશુ, હું શું કરું ? મને પીડતો ના.'

ઈશુએ ઉપરનાં વચન મંદિરમાં ભરસભામાં કહેલાં. જ્યારે તેના શિષ્યોએ આ વચન સાંભળ્યાં, ત્યારે તેમનામાંથી ઘણાએ કહ્યું: 'આ વચન ઘણાં ભારે ગણાય. આવાં અભિમાની વચન કેમ સાંભળી રહેવાય? અને આવું બોલનાર માણસ મૂસાએ ભાખેલ ખ્રિસ્ત હોઈ શકે શી રીતે?' આમ વિચારીને ઘણા શિષ્યો તેનો સાથ છોડી ઘર તરફ પાછા ફર્યા.

જ્યારે એક પછી એક અનુયાયીઓ તેનો સાથ છોડીને પાછા ફરવા લાગ્યા ત્યારે તેણે તેના પેલા બાર શિષ્યોને કહ્યું: 'તમે પણ ચાલ્યા જશો?'

સિમોન પિતરે જવાબ આપ્યો: 'ગુરુજી, અમે કોની પાસે જઈએ? તમારી પાસે અનંત જીવનનું ભાથું છે, અને તમે પ્રભુના જીવન્ત પુત્ર છો એવી અમને પૂરેપૂરી ખાતરી થઈ છે.'

આ બનાવ પછી ઈશુ ગેલિલમાં ફરવા લાગ્યો. તેણે યહૂદીઓનો દેશ છોડ્યો હતો; કારણ, તેઓ તેને અધર્મી ગણી મારી નાંખવા ફરતા હતા.

## ભારે તોફાન

એક વખત તે વહાણ પર ચડ્યો, ને તેના શિષ્યો પણ તેની પાછળ વહાણ પર ચડ્યા, ને વહાણ હંકારાયું. કેટલેક ગયા પછી મોટું તોફાન ઊપડ્યું—એવડું ભારે કે વહાણ ચારે બાજુ મોજાંથી ઢંકાઈ ગયું—જાણે કે પાણીએ વિકરાળ જડબાં પહોળાં કરીને વહાણને હોઈયાં કરવા માંડ્યું!

આ વખતે ઈશુ ઊંઘતો હતો. ભયંકર તોફાનને લીધે શિષ્યોના હોંશ ગગડી ગયા ! અને જ્યારે તેમનાથી ના રહેવાયું ત્યારે તેમણે ઈશુ પાસે જઈને તેને જગાડયો ને કહ્યું: 'બાપજી, અમને બચાવો, અમે મરીએ છીએ.'

ઈશુએ તેમને કહ્યું: 'તમે શા માટે ડરી ગયા છો ? અરે, અલ્પ શ્રદ્ધાનાં માનવી, તમે કેમ ભયભીત બન્યાં છો ?' પછી તેણે ઊઠીને દરિયાને ને પવનને ઠપકો આપ્યો, એટલે ભારે શાન્તિ ફેલાઈ ગઈ. આ જોઈને લોકો તો ચકિત થઈ ગયા ! તેઓ કહેવા લાગ્યા: 'આ કેવોક માણસ છે ? પવનો ને દરિયા પણ તેનું માને છે !'

સંસારસાગર તરવા માટે દેહનૌકા મળેલી છે. ઈશુ નૌકા પર ચડેલો છે, તેમ તેના શિષ્યો પણ ચડેલા છે. દરેક માણસ નૌકા પર ચડેલ છે. હોડી હંકારાય છે, ને ભરદરિયે જાય છે. ત્યાં ઝંઝાવાતોનાં તોફાન ઊલટે છે. ઈશુના શિષ્યોની શ્રદ્ધા પણ ખૂટી જાય છે. તેમને ધીરજ રહેતી નથી. ઈશુને પોતાને તો પોતાના પ્રભુપિતા પર પૂરી શ્રદ્ધા છે. તેણે પોતાની હોડીનું સુકાન તેના હાથમાં મૂકેલું છે. એટલે તે તો નિરાંતે ઊંઘે છે, કોઈ જાતના ઉચાટ વિના ઘસઘસાટ ઊંઘે છે. પણ શિષ્યોને તો 'ડૂબ્યા, ઓ ડૂબ્યા' એમ થઈ જાય છે. એમનો વિશ્વાસ ખૂટ્યો ને તેથી તેમણે ઈશુને સાદ કર્યો. મતલબ કે સંસારસાગરમાં ડૂબવાનો વિકટ વખત આવ્યો અને ધીરજ ખૂટી ત્યારે તેમણે ઈશુનું શરણ શોધ્યું. અને ઈશુએ તેમને હળવો ઠપકો આપી તોફાનને શાન્ત થઈ જવા ફરમાવ્યું.

જેઓ પૂરી શ્રદ્ધાથી આવા સાધુપુરુષનું શરણ શોધે છે તેમનાં ત્રિવિધ દુઃખ ટળે છે, એવી શાખ દુનિયાનાં એકેએક ધર્મશાસ્ત્ર પૂરે છે. વળી સંકટ સમયે જો માણસ જગનિયંતા જે કરે છે તે શુભ જ કરે છે એ વિશ્વાસ ન ગુમાવે તો તેને કોઈને શરણે જવાની જરૂર પણ રહેતી નથી. જેનામાં એટલી ખધી શ્રદ્ધા જન્મી છે તેને માનવદેહધારી ગુરુ કરવાની કશી ય જરૂર નથી; કારણ, ગુરુઓનો પણ ગુરુ એ જ એનો સીધો ગુરુ છે.

ઈશુને જે શ્રદ્ધા જગત્પિતા પર હતી, તે શ્રદ્ધા શિષ્યોને હોત તો તેમને ભય લાગત જ નહિ, અને તેમને ઈશુનું શરણ પણ લેવું પડત નહિ; કારણ કે ઈશુએ જેનું શરણ લીધેલું તેનું તેમણે પણ લીધેલું હોત.

## પાપીઓમાં

એક વખત એક ઘરમાં ઈશુ ખાવા બેઠો હતો, અને તેની સાથે ઘણા 'પબ્લિકનો' અને પાપીઓ પણ ખાવા બેઠા હતા.સાથે તેના શિષ્યો પણ હતા. આ જોઈ ને 'ફરોશીઓએ શિષ્યોને પૂછયુંઃ 'તમારો ગુરુ પબ્લિકનો અને પાપીઓ ભેગો બેસીને કેમ ખાય છે?'

આ વાત ઈશુના સાંભળવામાં આવી એટલે તેણે તેમને કહ્યું : 'જેઓ સાજાસમા છે તેઓને વૈદ્યની જરૂર નથી, પણ જેઓ માંદા છે તેમને તેની જરૂર છે. આનો અર્થ શો છે તે તમે તમારી જાતે [illegible] લો. મારે તો દયા કરવાની છે,

ને નહિ કે બલિદાન લેવાનું. સત્યનિષ્ઠોને આમંત્રણ આપવા માટે મને જગત્પિતાએ મોકલ્યો નથી, પણ મને તો પાપીઓ પાસે પશ્ચાત્તાપ કરાવી શકું તે માટે મોકલવામાં આવ્યો છે.'

આ શબ્દોમાં ઈશુના જીવનનો નીચોડ આવી જાય છે. એના જીવનનું એક માત્ર કાર્ય હતું, ભૂલેલાંને રસ્તો બતાવવાનું, પાપીઓનાં પાપ ધોવાનું. જેઓ નિષ્પાપી હતાં તેમની પાસે જવાની તેને લગારે ય જરૂર નહોતી, જેઓ સુખી હતાં તેમની પાસે તેને જવાનું નહોતું.

## ડાગળી ચસકેલો

**એક** દિવસ ઈશુ અને તેના શિષ્યો દરિયાની પેલે પાર 'ગાડારીનીસ' નામના દેશમાં ગયા. જ્યારે તે વહાણમાંથી કિનારે ગયો ત્યારે તેને એક માણસ મળ્યો. આ માણસ સ્મશાનમાં રહેતો હતો. તેનું મગજ છટકેલું હતું. કોઈ તેને બાંધી શકતું નહિ, સાંકળોથી પણ નહિ. ઘણી વાર તેને હેડમાં ઘાલ્યો હતો, અને સાંકળે બાંધ્યો હતો, પણ હેડ તેણે ભાંગી નાંખી હતી અને સાંકળો તેણે તોડી નાખી હતી. એને કોઈ શાન્ત પણ પાડી શકતું નહિ. હમેશાં, દિવસ ને રાત, તે પર્વતોમાં ને સ્મશાનમાં જ ભમતો, ને રાતદહાડો બૂમો પાડયા કરતો તથા પથ્થર વડે પોતાના અંગ પર ઘા કર્યા કરતો. પણ જ્યારે તેણે ઈશુને દૂરથી જોયો, ત્યારે તે દોડી આવ્યો અને તેની પૂજા કરી બોલ્યો: 'મહાન દેવના દીકરા ઈશુ, હું શું કરું ? મને પીડતો ના.'

ઈશુએ તેને કહ્યું: 'અપવિત્ર પ્રાણ, તું આ માણસના બદનમાંથી બહાર આવ.' બસ, માણસ શાન્ત થઈ ગયો, તેનું ગાંડપણ દૂર થઈ ગયું. ગામડાં ને શહેરનાં લોક તો આ શો ચમત્કાર થયો તે જોવા આવ્યાં, પણ જ્યારે તેમણે આ બનાવ નજરોનજર જોયો ત્યારે તેમને ડર લાગ્યો. તેમને થયું કે ઈશુ કોઈ જબરો મંતરજંતરવાળો હોવો જોઈએ. તેથી તેમણે તેને એમના દેશમાંથી જતા રહેવાની વિનંતી કરી.

એટલે ઈશુએ એ દેશ છોડયો. જ્યારે જવા માટે તે વહાણ પર ચડયો ત્યારે પેલા માણસે આવીને યાચના કરી, 'બાપજી, મને પણ તમારી સાથે લો.' પણ ઈશુએ તેને સાથે લીધો નહિ, ને કહ્યું: 'મારી સાથે આવવાની જરૂર નથી. તું ઘેર જા, અને પ્રભુએ તારે માટે કેવાં ભારે કામ કર્યાં છે તેની જાણ તારાં સ્નેહીઓને અને મિત્રોને કર.' આથી તે ઘેર પાછો ગયો, અને ઈશુએ જે કહ્યું હતું તે કહેવા લાગ્યો. આ સાંભળીને લોકોને નવાઈ લાગી.

અતિશય ડહાપણ અને ગાંડપણ એમાં માત્ર એક અંતરપટ જ છે. દુનિયાનાં ડાહ્યાં બીજાંને ગાંડાં જ ગણી કાઢે છે. જે વ્યવહારમાં કુશળ નથી તેમને વ્યવહાર-ચતુરો ગાંડા ગણી કાઢે છે. જેને આત્માનું જ્ઞાન છે, પણ દુનિયાદારી છાંટાભાર નથી, તેને દુનિયા હસી કાઢે છે. મહાપુરુષો એક રીતે ગાંડા જ ગણાય; કારણ, સામાન્ય જનોના માર્ગથી તેમના માર્ગ જુદા હોય છે. તેમને તો કોઈ એકાદ બાબતની ધૂન લાગી હોય છે, અને જનતાને તો ધૂની માણસ મેલો

ઘેલો જ લાગે. પ્રભુની પાઠશાળાના દુનિયાની શાળામાં મેલાઘેલા ગણાય છે. 'અમે ચેલા બધા ઘેલા, પ્રભુની પાઠશાળાના.'

નરસિંહ મહેતાને અને મીરાંને દુનિયાએ ગાંડાં ગણેલાં. તેમના જમાનામાં તે પ્રભુભક્ત તરીકે નહિ, પણ ડાગળી ખસેલાં તરીકે, ઊખડી ગયેલાં તરીકે, ઓળખાયેલાં. એમને ભક્ત તરીકે આવકારનાર જમાનો તો તેમના ચાલી ગયા પછી આવ્યો. એટલા માટે તો મીરાંને રાણાએ મોકલેલાં ઝેર પીવાં પડયાં અને હું ઘેલી છું એમ ગાવું પડ્યું. નરસિંહ મહેતાને નાગરી નાતે નાત–બહાર મૂકયા ને આખરે તેમને નાગરવાડો છોડી બીજે રહેવા જવું પડ્યું. એમને પજવવામાં કચાશ રખાઈ નહોતી. એને પણ ગાવું પડેલું:

'એવા રે અમે એવા રે એવા,
તમે કહો છો વળી તેવા રે;
ભક્તિ કરતાં જો ભ્રષ્ટ કહેશો.
તો યે કરશું દામોદરની સેવા રે.'

વળી એક કવિએ દુનિયાનાં ડાહ્યાંઓથી ત્રાસીને પોતાની પિછાન આપી છે:

'અમે જોગી, બધા વરવા, સ્મશાનો ઢૂંઢનારાઓ,
તડીંના ભૂતને ગાઈ, જગાવી, ખેલનારાઓ;
જહાં જેને કરી મૂર્દું, કબરમાં મોકલી દેતી,
અમે એ કાનમાં જાદુ અમારું ફૂંકનારાઓ.'

ફિરુને મળેલો પેલો માણસ દુનિયા છોડીને સ્મશાન અને પર્વતમાં રખડતો હતો. એને લોકોમાં ગોઠતું નહોતું. એનો રાહ ન્યારો હતો, ને લોકોનો પણ ન્યારો હતો. તેથી

લોકો તેને ચસકેલો ગણતા, અને એટલા માટે એ વસ્તી છોડીને વેરાનમાં ભટકતો હતો. લોકોએ તેને અનેકવાર હેડમાં ઘાલ્યો ને સાંકળે બાંધ્યો, પણ તેમાંથી ય તે ભાગી ગયેલો. પોતાના જેવાં બીજાંને કરવાં એ તો જાણે સમાજનો રોજનો ધંધો છે. રામદાસ સ્વામીને તેમનાં માબાપે લગ્ન રૂપી હેડમાં ઘાલવા, ને સાંકળે બાંધવા માંડ્યા હતા, પણ 'સાવધાન' શબ્દથી તે ચેત્યા ને ચોરીમાંથી ભાગી છૂટ્યા. દયાનંદ સરસ્વતીને સંસારમાં બાંધી રાખવા તેમનાં માબાપે ફાંફાં માર્યાં, પણ તેય છટકી ગયા. મતલબ કે જેમને અંતરનાં આવાહન આવ્યાં છે તેઓ સંસારની સાંકળોમાં બંધાતાં નથી, ને લોગ-લગે બંધાઈ ગયાં હોય તો વહેલામાં વહેલી તકે તેઓ એ સાંકળ તોડી દે છે. ઘરબાર જાય તો તેઓ ખુશ થાય છે, માલ-મિલકત જાય તો કહે નિરાંત થઈ, બૈરાં છોકરાં મરે તો કહેઃ 'ભલું થયું ભાગી જંજાળ, સુખે ભજીશું શ્રીગોપાળ.' ગૌતમ બુદ્ધને કેટકેટલા જતને રાખતા હતા? અને તેને યશોધરા સાથે પરણાવી દઈને સંસારમાં જકડી રાખવા માટે શા શા પ્રયત્ન નહોતા કરાયા? છતાં જ્યારે મુહૂર્ત આવ્યું ત્યારે તે પુત્રકલત્રના પાશ છોડીને ચાલી નીકળ્યો—ઘોર રજનીમાં વનની વાટે પળ્યો.

સ્મશાન અને પર્વતોમાં રખડનાર પેલા માણસનું મન સંસારમાં ક્યાંય કોળતું નહોતું. એના અંતરના ઊંડાણમાં કોઈ મંથન ચાલી રહ્યું હતું અને તેથી તે ગાંડાની જેમ રખડતો હતો, ને કાયા પર ઘા કરતો હતો. એને જકડાવું તો નહોતું, પણ પછી શું કરવું તેની તેને ગમ પડતી નહોતી.

માટે તે જંગલોમાં, પર્વતોમાં ને સ્મશાનોમાં રખડતો હતો ને વાસ કરતો હતો. જાણે કે ત્યાં કંઈક શોધતો હતો. આખરે જ્યારે ઈશુએ કિનારા પર પગ મૂક્યો, ત્યારે દૂરદૂરથી જોતાં જ તેને લાગ્યું: 'જેને હું શોધતો હતો તે મને મળી ગયું છે.' તેનો અંતરાત્મા આકુળવ્યાકુળ થઈ ને જે ગુરુની શોધમાં તેની કાયાને નિભાવતો હતો તે ગુરુનાં દર્શન આખરે તેને થયાં, અને તેથી એકદમ ઈશુ પાસે દોડી આવીને પગે લાગીને તે પૂછવા લાગ્યો: 'હું શું કરું ?' ઈશુએ તેની ઉપર કૃપા કરી તેની યાતના ટાળી, તેનું મંથન શાન્ત કર્યું. સદ્ગુરુ–પ્રતાપે આ માણસની ભ્રમણા ટળી, એનો જીવ હેઠો બેઠો; અંતરનાં ડહોળાયેલાં પાણી, તોફાને ચડેલાં પાણી, ઈશુના આશરાથી શાન્ત થઈ ગયાં!

દુનિયાએ જેને ગાંડો ગણીને ત્યજ્યો હતો, ઈશુએ તેને ડાહ્યો ગણીને અપનાવ્યો, એટલું જ નહિ પણ તેને એ એવો અધિકારી લાગ્યો કે જતી વખતે તેણે તેને પોતાની સાથે ન લેતાં ઘેર મોકલ્યો. શું કરવા મોકલ્યો? એણે ઈશ્વરની જે કૃપા અનુભવી હતી તેની વાત બીજાને કહેવા માટે, અને એ રીતે લોકોને જીવનના રોટલાની, જીવનના પાણીની અને પ્રભુના રાજ્યની વાતો સમજાવવા માટે તેણે તેને પાછો મોકલ્યો. ખરેખર

'જહાંથી જે થયું બાતલ,
અહીં તે છે થયું શામિલ.'

પાસે મોકલ્યા. તેણે ખ્રિસ્તને પુછાવ્યું: 'જે આવનાર હતો તે તું જ છે? કે પછી અમારે બીજાની રાહ જોવાની છે?'

ઈશુએ જવાબ આપ્યો: 'યોહાનને જઈને તમે જે કંઈ સાંભળ્યું છે ને જોયું છે તે જણાવજો. આંધળાંને આંખ મળે છે, લંગડાં ચાલે છે, પતિયાં નીરોગી બને છે, બહેરાં સાંભળે છે, મરેલાં બેઠાં થાય છે અને ગરીબોને ભાગવત સંભળાવાય છે: જેઓ મારી વિરુદ્ધ વરતતાં નથી તેઓ સુખી છે, ધન્ય છે.'

## મા ને બાપ

એક વખતે જ્યારે ઈશુ લોકો સાથે વાતો કરતો હતો ત્યારે તેની મા અને તેનાં ભાઈભાંડુ ત્યાં આવ્યાં. તેઓ સભાની બહાર ઊભાં હતાં, અને તેને મળવા ઇચ્છતાં હતાં. એક જણે આવીને ઈશુને ખબર કરી: 'આપનાં મા અને ભાઈભાંડુ બહાર ઊભાં છે, ને આપને મળવા ઈચ્છે છે.'

ઈશુએ એને જવાબ આપ્યો: 'કોણ મારી મા ને કોણ મારાં ભાઈબહેન?' તેણે શિષ્યો તરફ હાથ લંબાવીને કહ્યું: 'જો આ છે મારાં માબાપ અને ભાઈભાંડુ. મારાં અનુયાયીઓ મારાં સગાંસંબંધી છે; કારણ, જે કોઈ મારા બાપની ઇચ્છા મુજબ કરશે, તે જ મારો ભાઈ છે, મારી બહેન છે, મારી મા છે, મારો બાપ છે!'

શ્રીમચ્છંકરાચાર્યે પણ ગાયું છે—का तव कान्ता कस्ते

पुत्रः ? संसारोऽयमतीव विचित्रः। કોણ તારી સ્ત્રી ને કોણ તારો છોકરો. આ સંસાર અતીવ વિચિત્ર છે.' વળી સગાં-સંબંધી માટે કવિએ ગાયું છે—'સગાંઓ પિંડ ના દેશો : નહિ પહોંચે નથી પ્રીતિ.' જે સગાં છે તે સ્વાર્થ પૂરતાં પાસે આવે છે. વળી મીરાંબાઈએ પોતાનાં સગાં કોણ છે તે ગાયું છે—

'સાસુ અમારી સુષુમણા ને સસરો પ્રેમસંતોષ,
જેઠ જગજીવન, જગતમાં મારો નાવલિયો નિરદોષ.'

## એ તો હું

**પછી** ઈશુએ પોતાના શિષ્યોને વહાણ પર મોકલ્યા અને તે લોકોનાં ટોળાંને વિદાય આપવા પાછળ રહ્યો. જ્યારે શિષ્યો વહાણમાં બેસી ગયા અને ટોળાં ચાલ્યાં ગયાં ત્યારે તે પર્વતમાં પ્રાર્થના કરવા ચાલ્યો ગયો. પ્રાર્થના કરીને તે પાછો આવ્યો ત્યારે કિનારે કોઈ મળે નહિ, અને વહાણ તો દરિયાની વચ્ચે હતું. તે વખતે સામો પવન ફૂંકાતો હતો તેથી તે આમ તેમ ઝોલા ખાતું હતું. પછી રાતના ચોથા પહોરે ઈશુ દરિયાનાં પાણી પર પગે ચાલતો વહાણ પાસે જવા લાગ્યો. શિષ્યોએ જ્યારે કોઈને પાણી પર પગે ચાલીને પોતાની તરફ આવતું જોયું ત્યારે તેમને સળવળાટ થયો ને બીકના માર્યા બૂમો પાડવા લાગ્યા. તેમને થયું કે ભૂત આવે છે!

પણ ઈશુ બોલી ઊઠ્યો : 'આનંદો, એ તો હું છું. બીશો મા.'

# બે આંધળા

**જ્યારે** ઈશુ ત્યાંથી ગયો ત્યારે તેની પાછળ બે આંધળા ચાલ્યા. તેમણે વિનંતી કરી: 'દાઉદના દીકરા, અમારી ઉપર દયા કર.'

ઈશુએ તેમને કહ્યું: 'તમે સાચેસાચ માનો છો કે હું તમારો અંધાપો દૂર કરી શકીશ?'

તેઓએ કહ્યું: 'હા, બાપજી.'

પછી તેણે તેઓની આંખોને સ્પર્શ કરીને કહ્યું: 'તમારી શ્રદ્ધા મુજબ થાઓ.' અને તેઓ દેખતા થયા!

કૃષ્ણ ભગવાને અર્જુનને વિશ્વદર્શન કરવા માટે દિવ્ય-ચક્ષુ આપ્યાં હતાં એવી વાત છે. પ્રભુનું રાજ્ય ન જોઈ શકાય એ છે એક પ્રકારનો અંધાપો. આવા અંધાપાથી જે અકળાય તે વૈદ્યને શોધે. અને ખરો વૈદ્ય મળી જાય તો એ અંધાપો દૂર થાય જ. આ બે આંધળા પણ વૈદ્યને શોધતા આવ્યા હતા, અને તેમને વિશ્વાસ હતો કે અમારો આ અંધાપો ઈશુ સિવાય બીજું કોઈ ટાળી શકે એમ નથી. તેણે તેમની શ્રદ્ધાનું માપ કાઢી લીધું ને કહ્યું: 'તમારી શ્રદ્ધા મુજબ થાઓ.' ગુરુની જરૂર આટલી જ! એ તો ધીમે રહીને ટકોર કરી દે, ને અધિકારી આપોઆપ જ આગળ ધપે. આમનો અંધાપો તેમની શ્રદ્ધાના બળે જ ટળ્યો. ઈશુએ તો તેમની શ્રદ્ધાને દૃઢતર કરી એટલું જ; ને એમ થયું કે તરત જ તેમનો અંધાપો ગયો!

'પેલાં દિવ્ય લોચનિયાં રે
પ્રભુ ક્યારે ઊઘડશે ?'

આમની જેમ આપણને પણ આપણા અંધાપાનો કંટાળો આવે, અને આપણે સાચા વૈદ્યને શોધીએ તો કોઈ ધન્ય ક્ષણમાં આપણો અંધાપો ટળે અને પેલાં દિવ્ય લોચનિયાં ઊઘડે.

પછી ઈશુ લોકોને ઉપદેશ આપતો, પ્રભુના રાજ્યની વાતો કરતો, ને લોકોના રોગનું નિવારણ કરતો ફરવા લાગ્યો. પછી તો ટોળેટોળાં તેની આસપાસ ઊભરાવા લાગ્યાં. તેઓ ભરવાડ વિનાનાં ઘેટાંની જેમ રખડતાં રઝળતાં હતાં, અને મૂર્છાવશ થતાં હતાં, એ જોઈ ને તેને તેમની ખૂબ દયા આવી. તેથી તેણે શિષ્યોને કહ્યું :

'ખરેખર, પાક પુષ્કળ છે, પણ મજૂરો થોડા છે. માટે પાકના માલિકને પ્રાર્થના કરો કે પાક લેવા માટે તે વધારે મજૂરો મોકલે.'

ઈશુ પોતાને અને પોતાના શિષ્યોને પ્રભુના ખેતરના મજૂરો ગણતો. ખેતરમાં કામ એટલું બધું હતું કે જે થોડા મજૂરો હતા તેથી કામ પતે તેમ નહોતું. તેને લાગેલું કે આવા ભગીરથ કામ માટે સેંકડોની જરૂર પડવાની, અને તેથી વધારે મજૂરો મોકલવાની અરજ ખેતરના માલિકને ગુજારવાની તેણે આજ્ઞા કરેલી.

## યોહાનના દૂત

હવે જ્યારે યોહાને કેદખાનામાં રહ્યે રહ્યે ખ્રિસ્તનાં કામ સંબંધે સાંભળ્યું ત્યારે તેણે પોતાના બે શિષ્યોને તેની

પાસે મોકલ્યા. તેણે ખ્રિસ્તને પુછાવ્યું: 'જે આવનાર હતો તે તું જ છે? કે પછી અમારે બીજાની રાહ જોવાની છે?'

ઈશુએ જવાબ આપ્યો: 'યોહાનને જઈને તમે જે કંઈ સાંભળ્યું છે ને જોયું છે તે જણાવજો. આંધળાંને આંખ મળે છે, લંગડાં ચાલે છે, પતિયાં નીરોગી બને છે, બહેરાં સાંભળે છે, મરેલાં બેઠાં થાય છે અને ગરીબોને ભાગવત સંભળાવાય છે: જેઓ મારી વિરુદ્ધ વરતતાં નથી તેઓ સુખી છે, ધન્ય છે.'

## મા ને બાપ

**એ**ક વખતે જ્યારે ઈશુ લોકો સાથે વાતો કરતો હતો ત્યારે તેની મા અને તેનાં ભાઈભાંડુ ત્યાં આવ્યાં. તેઓ સભાની બહાર ઊભાં હતાં, અને તેને મળવા ઇચ્છતાં હતાં. એક જણે આવીને ઈશુને ખબર કરી: 'આપનાં મા અને ભાઈ-ભાંડુ બહાર ઊભાં છે, ને આપને મળવા ઈચ્છે છે.'

ઈશુએ એને જવાબ આપ્યો: 'કોણ મારી મા ને કોણ મારાં ભાઈબહેન?' તેણે શિષ્યો તરફ હાથ લંબાવીને કહ્યું: 'જો આ છે મારાં માબાપ અને ભાઈભાંડુ. મારાં અનુયાયીઓ મારાં સગાંસંબંધી છે; કારણ, જે કોઈ મારા બાપની ઈચ્છા મુજબ કરશે, તે જ મારો ભાઈ છે, મારી બહેન છે, મારી મા છે, મારો બાપ છે!'

શ્રીમચ્છંકરાચાર્યે પણ ગાયું છે—का तव कान्ता कस्ते

पुत्रः? •संसारोऽयमतीव विचित्रः। કોણ તારી સ્ત્રી ને કોણ તારો છોકરો. આ સંસાર અતીવ વિચિત્ર છે.' વળી સગાં-સંબંધી માટે કવિએ ગાયું છે—'સગાંઓ પિંડ ના દેશો : નહિ પહોંચે નથી પ્રીતિ.' જે સગાં છે તે સ્વાર્થ પૂરતાં પાસે આવે છે. વળી મીરાંબાઈએ પોતાનાં સગાં કોણ છે તે ગાયું છે—

'સાસુ અમારી સુષુમણા ને સસરો પ્રેમસંતોષ,
જેઠ જગજીવન, જગતમાં મારો નાવલિયો નિર્દોષ.'

## એ તો હું

**પછી** ઈશુએ પોતાના શિષ્યોને વહાણ પર મોકલ્યા અને તે લોકોનાં ટોળાંને વિદાય આપવા પાછળ રહ્યો. જ્યારે શિષ્યો વહાણમાં બેસી ગયા અને ટોળાં ચાલ્યાં ગયાં ત્યારે તે પર્વતમાં પ્રાર્થના કરવા ચાલ્યો ગયો. પ્રાર્થના કરીને તે પાછો આવ્યો ત્યારે કિનારે કોઈ મળે નહિ, અને વહાણ તો દરિયાની વચ્ચે હતું. તે વખતે સામો પવન ફૂંકાતો હતો તેથી તે આમ તેમ ઝોલા ખાતું હતું. પછી રાતના ચોથા પહોરે ઈશુ દરિયાનાં પાણી પર પગે ચાલતો વહાણ પાસે જવા લાગ્યો. શિષ્યોએ જ્યારે કોઈને પાણી પર પગે ચાલીને પોતાની તરફ આવતું જોયું ત્યારે તેમને સળવળાટ થયો ને બીકના માર્યા બૂમો પાડવા લાગ્યા. તેમને થયું કે ભૂત આવે છે!

પણ ઈશુ બોલી ઊઠ્યો: 'આનંદો, એ તો હું છું. બીશો મા.'

ત્યારે પિતરે કહ્યું: 'બાપજી, તમે જ હો તો મને તમારી પાસે પાણી પર પગે ચાલતા આવવાનું ફરમાન કરો.'

એટલે તેણે ફરમાવ્યું: 'આવ.'

પછી પિતર વહાણમાંથી પાણી પર ઊતર્યો અને પાણી પર પગે ચાલતો ઈશુ તરફ ચાલ્યો. જતાં જતાં પવનનું તોફાન જ્યારે અતિશય વધી ગયું ત્યારે તેને બીક લાગી; એટલે તે ડૂબવા લાગ્યો અને બૂમ પાડી ઊઠયો: 'બાપજી, મને બચાવો.'

'પિતાજી, બચાવો, બચાવો, બચાવો મહાસાગરે.'

(કાન્ત)

તરત જ ઈશુએ પોતાનો હાથ લંબાવીને તેને પકડયો અને કહ્યું: 'ઓ અલ્પશ્રદ્ધાળુ, તેં શંકા શા માટે કરી?' પછી વહાણ પર પહોંચ્યા ત્યારે પવન પણ પડી ગયો.

શ્રદ્ધા રાખવી તો પૂરી રાખવી, નહિ તો રતીભાર પણ નહિ. ગીતાજીમાં ગવાયું છે—संशयात्मा विनश्यति। શંકા ઉત્પન્ન થઈ કે નાશ થયો. મંછા ભૂત ને શંકા ડાકણ. ઉપનિષદો કહે છે—नायमात्मा बलहीनेन लभ्यः। આ આત્મા બલહીનને લભ્ય નથી, માટે બળ મેળવો, બળ મેળવો. આત્માની પ્રાપ્તિ માટે સ્થૂળ બળ ઓછું જ મેળવવાનું છે? એમ હોય તો તો મલ્લો અને પહાએોનો જ ઉદ્ધાર થાય. પણ તેમ નથી. દુર્બળ દેહમાં પણ આત્મબળના ઢગલેઢગલા હોય છે. સાચું બળ તો શ્રદ્ધામાં છે. જે ક્ષણે શ્રદ્ધા તૂટી તે જ ક્ષણે બધું બળ વહી જવાનું. પિતરની શ્રદ્ધા અચળ રહી ત્યાંસુધી તે તરતો રહ્યો, અને એ સહેજ પણ ડગી કે

તરત જ તે ડૂબવા લાગ્યો. સંસારસાગર તરવા માગનારની પાસે અવિચલ શ્રદ્ધા હોવાની જરૂર છે. એના વિના એ ભવસાગરનાં મોજાં પર ચાલી શકે નહિ. વળી ચાલતાં ચાલતાં પણ જો શંકા ઊપજી તો પાછો તે ડૂબવા લાગે. એવે સમયે બાંય પકડનારની, ડગેલી શ્રદ્ધાને ફરી સ્થિર કરનારની જરૂર ખરી. આ શ્રદ્ધાને બળે મીરાંના પ્યાલાનું ઝેર અમૃત બની ગયું, પ્રહ્લાદનો ધગધગતો થાંભલો ટાઢો પડી ગયો, નરસિંહ મહેતાની હૂંડી શીકરાઈ ગઈ. આ શ્રદ્ધાને બળે ગૅરિબૉલ્ડિ સ્વદેશને સ્વતંત્ર કરી શક્યો, અમેરિકાએ સ્વાતંત્ર્ય હાંસલ કર્યું, ને ગૅરિસને ગુલામી નાબૂદ કરાવી. આ શ્રદ્ધાને બળે જ સુકરાતે વિષ પીધું, ઈશુ વધસ્તંભે ચડ્યો, અને ફ્રાન્સની પેલી કુમારી જીને ભડભડતી ચિતામાં ભસ્મ થઈ!

## ધનવાન

**એક** વખત ઈશુ 'જેરિકો'માં થઈને પસાર થતો હતો. એ વખતે ત્યાં 'ઝાક્કિયસ' નામે માણસ હતો. તે પબ્લિકનોનો આગેવાન હતો ને ઘણો ધનવાન પણ હતો. તેને ઈશુનાં દર્શન કરવાં હતાં, પણ ભીડ એટલી હતી કે તેનાથી તેનાં દર્શન કરી શકાતાં નહોતાં. તેથી તે આગળ દોડી ગયો, ને એક ઝાડ પર ચડ્યો કે જેથી ઈશુ ત્યાં થઈને જાય ત્યારે તે તેનાં દર્શન કરી શકે.

જ્યારે ઈશુ એ જગાએ આવ્યો અને જ્યારે તેણે તેને જોયો ત્યારે કહ્યું: 'ઝાક્કિયસ! જલદી કર અને નીચે ઊતર. આજે હું તારે ઘેર રહેવાનો છું.' ઝાક્કિયસના આનંદનો

પાર રહ્યો નહિ. તે ઉતાવળો ઉતાવળો ઊતર્યો. તેણે ઈશુનો ભાવપૂર્વક સત્કાર કર્યો.

જ્યારે લોકોએ જોયું કે ઈશુ એક પાપી માણસનો મહેમાન થયો છે, ત્યારે તેઓ બબડવા લાગ્યા. પણ ઝાકિયસ તો ગુરુજીની સેવા કરતો ઊભો રહ્યો અને બોલ્યો: 'બાપજી, મારી મિલકતમાંથી અરધી હું ગરીબોને આપી દઉં છું; અને આજ સુધીમાં મેં કોઈની પાસેથી કાંઈ પણ ખોટી રીતે લીધું હશે તો તેનું ચાર ગણું હું તેને પાછું આપી દઉં છું.'

આ સાંભળીને ઈશુએ કહ્યું: 'આજે આ ઘરનો ઉદ્ધાર થયો છે; કારણ, જેઓ ખોવાયાં હતાં તેમને શોધવાને માનવ-પુત્ર આવ્યો છે.'

પાપીને ઘેર સાધુપુરુષ જાય તો સામાન્ય લોક ચિડાય છે. એમને થાય છે કે પાપીને ઘેર રહેનારા અંદરખાનેથી પાપી હોવા જોઈએ. પણ लोकोत्तराणां चेतांसि कोऽहि विज्ञातुमर्हति? ઉદારચરિત મહાત્માઓનાં ચિત્તને જાણવા કોણ સમર્થ છે? સૂર્યના પ્રકાશની વધારે જરૂર ક્યાં હોય છે? જ્યાં અંધકાર ને ગંદકી છે ત્યાં જ ને! વરસાદની જરૂર દરિયાને છે કે જમીનને? વૈદ્યની જરૂર નીરોગીને છે કે રોગીને? રોટલો જોઈએ ભૂખ્યાંને કે ધરાયેલાંને? ઝાકિયસ પાપી હતો, મારવાડી હતો, ગરીબોને ચૂસનાર હતો તો ઈશુ જેવા પયગંબરના સમાગમની સહુથી વધારે જરૂર તેને હતી; કારણ, તેનો રોગ જેવો ભારે હતો તેવો ભારે વૈદ્ય પણ જોઈતો હતો. પારસમણિને સોનાને અડકવાની જરૂર નથી; કારણ, સોનાને તે અડકે તેથી સોનાને કશો લાભ થતો

નથી. પણ તે કથીરને અડકે એ જરૂરી છે; કારણ, તેથી કથીર સોનું બને.

બુદ્ધ ભગવાનના શિષ્યોમાં અનાથપિંડિક નામે મહા-ધનાઢ્ય માણસ હતો. તેની જે કંઈ સંપત્તિ હતી તે ભગવ-ત્પ્રીત્યર્થે હતી—બ્રહ્માર્પણ હતી. ઈશુના સમાગમથી ઝાક્કિયસની સંપત્તિ પણ બ્રહ્માર્પણ થઈ! तेन त्यक्तेन भुञ्जीथाः। ત્યાગથી ભોગવી જાણો.

## મંદિરમાં ગણગણાટ

એક વખત એક ઉત્સવમાં યહૂદીઓ ઈશુને શોધવા લાગ્યા. તેઓ તેની ઉપર ધૂંધવાયા હતા અને તેનું અનિષ્ટ કરવા ચાહતા હતા. તેઓ કહેવા લાગ્યા: 'એ છે ક્યાં?' પછી તો તેને માટે લોકોમાં પુષ્કળ ગણગણાટ ચાલ્યો. કોઈ કહે એ સારો માણસ છે. બીજો કહે ના, એ સારો નથી; એ તો લોકોને છેતરે છે. છતાં કોઈ ખુલ્લી રીતે કશું બોલી શકતું નહોતું.

પછી ઉત્સવ બરાબર ઉજવાતો હતો તે વખતે ઈશુ મંદિરમાં પેઠો ને ઉપદેશ કરવા લાગ્યો. આથી યહૂદીઓને નવાઈ લાગી કે સુથારનો આ છોકરો કદી ભણ્યોગણ્યો તો નથી, છતાં એને આ બધું આવડે છે શી રીતે? ત્યારે એમનામાંથી કેટલાકે કહ્યું: 'જેને તેઓ મારી નાંખવા ફરે છે તે જ આ નથી? એને તેઓ મારી નાંખવા ફરે છે, છતાં લો, આ તો અહીં ઊભો ઊભો ઉપદેશ કરે છે, અને હિંમતભેર બોલે છે, છતાં કોઈથી કશું ય કરાતું નથી! ત્યારે શું શાસકોને ખબર

છે કે આજ ખ્રિસ્ત છે? પણ આ માણસ ખ્રિસ્ત ન હોઈ શકે; કારણ, અમે એને ઓળખીએ છીએ, ને એ ક્યાંથી આવ્યો છે તે પણ જાણીએ છીએ. પણ જ્યારે ખ્રિસ્ત આવશે ત્યારે તે ક્યાંથી આવ્યો તેની ખબર કોઈને પડવાની જ નથી. માટે યુસફનો દીકરો ઈશુ ખ્રિસ્ત છે એમ અમે માની શકતા નથી.'

આ સાંભળીને ઇશુએ કહ્યું: 'તમે મને જાણો છો, તેમ જ હું ક્યાંથી આવ્યો છું તે પણ જાણો છો. હું મારી મેળે આવ્યો નથી, પણ જેણે મને મોકલ્યો છે તે સાચો છે, ને તેનો મોકલ્યો હું આવ્યો છું. મને મોકલનાર કોણ છે તે તમે જાણતા નથી. પણ હું તેને જાણું છું, કારણ હું એનો જ અંશ છું—એનામાંથી છું, ને એણે મને મોકલ્યો છે.'

પછી તેમણે તેને પકડવા ધાર્યો, પણ કોઇનાથી તેની ઉપર હાથ મૂકી શકાયો નહિ: તેને પકડવાની કોઈની હિંમત ચાલી નહિ.

## કોઇએ કદી કહ્યું નથી

**પછી** પકડનારા ત્યાંથી પાછા ફર્યા અને યાજક તથા ફરોશીઓ પાસે પહોંચ્યા. તેઓએ પૂછ્યું: 'તમે તેને કેમ ન પકડી લાવ્યા?'

તેમણે જવાબ આપ્યો, 'કોઈએ આના જેવું કદી કહ્યું કે કર્યું નથી.'

ત્યારે ફરોશીઓએ પૂછ્યું: 'તમે પણ તેની જાળમાં ફસાયા છો? કોઇ રાજસત્તાએ કે ફરોશીએ કદી તેનામાં શ્રદ્ધા કરી છે?'

ત્યારે એમનામાંથી 'નિકોડીમસ' નામના શખસે પ્રશ્ન કર્યો: 'કોઈ માણસને શું કહેવું છે તે સાંભળ્યા પહેલાં, અને તે શું કરે છે તે જાણ્યા પહેલાં, કાયદો તેનો ન્યાય તોળવા બેસી જશે?'

તેઓ બોલી ઊઠ્યા: 'તું પણ ગાલિલમાંથી આવ્યો છે કે શું? તપાસ કર, અને જો કે ગાલિલમાંથી કદી કોઈ પયગંબર પેદા થયો છે?'

## દરેક પોતાને ઘેર ગયું

**બીજે** દિવસે સવારમાં વહેલો ઈશુ મંદિરમાં ગયો, અને બધા લોક પણ તેની પાસે આવ્યા. પછી તે નીચે બેઠો અને તેમને બોધ કરવા લાગ્યો:

'હું દુનિયાનો પ્રકાશ છું. જે મારી પાછળ-આવશે તે અંધારામાં ચાલશે નહિ, પણ તેને જીવનનો પ્રકાશ મળશે.'

પછી તેમણે તેને પૂછ્યું: 'તારો બાપ ક્યાં છે?'

ઈશુએ જવાબ આપ્યો: 'તમે નથી જાણતા મને કે મારા બાપને, જો તમે મને જાણ્યો હોત તો મારા બાપને પણ જાણ્યો હોત.'

આ શબ્દો ઈશુએ મંદિરમાં લોકોની વચ્ચે કહ્યા છતાં કોઈએ તેને પકડ્યો નહિ. પછી તેણે તેમને કહ્યું: 'હું મારી મેળે કશું ય કરતો નથી. પણ મને મારો બાપ કહે તે મુજબ હું તમારી પાસે આ વાતો કરું છું. જેણે મને મોકલ્યો છે તે મારી સાથે જ છે. બાપે મને એકલો રાખ્યો નથી. હમેશાં તે મારી સાથે હોય છે; કારણ, કે તેને ગમે છે તે હું હમેશાં કરું છું.'

એણે આવાં વેણ કહ્યાં ત્યારે ઘણાંને તેની ઉપર શ્રદ્ધા બેઠી. પછી જેમને શ્રદ્ધા બેઠી હતી તેમને ઈશુએ કહ્યું: 'તમે મારા શબ્દને વળગી રહો તો જ તમે મારા શિષ્ય બનો, અને ત્યારે જ તમે સત્યને જાણો, અને એ સત્ય તમને મુક્ત કરે.'

તેમણે પૂછયું: 'અમે અબ્રામના વંશજ છીએ, અને કદી કોઈના ગુલામ નથી. તો પછી 'તમે મુક્ત થશો' એવાં વચન તું શી રીતે કહે છે?'

ઈશુએ ઉત્તર આપ્યો: 'જે કોઈ પાપ કરે છે તે પાપનો ગુલામ છે. ખરેખર, હું તમને સાચું જ કહું છું કે જે મારાં વચન રાખશે તેને મરણ આવશે નહિ.'

ત્યારે યહૂદીઓ બોલ્યા: 'અબ્રામ મરી ગયા છે, અને પયગંબરો પણ મરણશરણ થયા છે. પણ તમે તો કહો છો: જે મારું વચન રાખે તે મરણ ન ચાખે. ત્યારે શું તમે અબ્રામ અને બીજા પયગંબરો કરતાં ય જબરા છો? તમે તો હજી ઘણા નાના છો!'

ઈશુ કહે: 'અબ્રામના થયા પહેલાંથી પણ હું છું.'

આવું સાંભળીને યહૂદીઓ તેને પથ્થર મારવા લાગ્યા.

## સુલેમાનની કમાન

શિયાળો હતો, અને યરુશાલેમમાં અર્પણનો ઉત્સવ ઉજવાતો હતો. તે વખતે ઈશુ પણ મંદિરમાં પેઠો અને સુલેમાનની કમાને ગયો.

પછી તેની પાસે યહૂદીઓ આવ્યા અને તેને પૂછવા લાગ્યા: 'તમે અમને ક્યાં સુધી શંકામાં રાખ્યા કરશો? જો તમે ખ્રિસ્ત જ હો તો અમને ચોખ્ખેચોખ્ખું કહી જ દો ને?'

ઇશુએ તેમને જવાબ આપ્યો: 'મેં તમને કહ્યું તો છે જ, પણ તમને વિશ્વાસ આવતો નથી. મારા બાપને નામે હું જે કામો કરું છું તે મારી સાક્ષી પૂરે છે. પણ તમે માનતા નથી; કારણ, તમે મારાં ઘેટાંમાંના નથી. મારાં ઘેટાં મારો સાદ સાંભળે છે, તે મને ઓળખે છે ને હું તેમને ઓળખું છું. અને હું તેમને અનન્ત જીવન આપું છું. તેઓ કદી મરશે-નહિ અને કોઈ માણસ તેમને મારા હાથમાંથી પડાવી શકશે નહિ. જે બાપે મને આ ઘેટાં આપ્યાં છે તે બાપ બધાંથી મોટો છે: અને કોઈ માણસ એ ઘેટાંને મારા બાપના હાથમાંથી પડાવી લેવાને સમર્થ નથી. હું ને મારો બાપ એક છીએ.'

આથી યહૂદીઓએ તેને મારવા માટે પથ્થર લીધા. ત્યારે ઇશુએ સવાલ કર્યો: 'મારા બાપ તરફથી મેં તમને ઘણાં સારાં કામો બતાવ્યાં છે, તો તમે મને મારા કયા કામ માટે પથ્થર મારો છો?'

યહૂદીઓએ કહ્યું: 'સારા કામ માટે અમે તને મારતા નથી, પણ પ્રભુના નામને બટ્ટો લગાડવા માટે અમે તને મારીએ છીએ. તું તો માણસ છે, ને છતાં તારી જાતને તેને સ્થાને સ્થાપે છે: પ્રભુ બની બેસે છે!'

ઇશુએ તેમને જવાબ આપ્યો: 'હું મારા બાપનાં કામ કરતો ન હોઉં તો તમે મારું માનતા ના. પણ જો હું મારા

બાપનાં કામ કરતો હોઉં તો તમે મારામાં ભલે ન માનો પણ તમે એ કામોમાં તો માનો! કામોમાં માનો એટલે તમને માલુમ પડ્યા વિના રહેવાનું નથી કે બાપ મારામાં છે ને હું બાપમાં છું.'

આ સાંભળીને યહૂદીઓએ ફરીથી તેને મારવાનો યત્ન કર્યો. પછી તો ઈશુ યરદનની પેલે પાર, જ્યાં યોહાને ઉપદેશ કરેલો, તે ભૂમિમાં ચાલ્યો ગયો. ત્યાં ઘણા લોક તેની પાસે આવતા, તેનો બોધ સાંભળતા ને તેનામાં વિશ્વાસ કરતા.

અહીં ઈશુ પોતાની જાતને પૂરેપૂરી રીતે પોતાના માલિકના હાથમાં સોંપી દે છે, એ ચોખ્ખું જણાઈ આવે છે. એ જે કંઈ કરે છે તે પોતે નથી કરતો, તે પોતાની ઈચ્છાથી નથી કરતો: એ તો માત્ર પોતાના માલિકની મરજી મુજબ વરતે છે, તેના હુકમનો અમલ કરે છે. ગીતાજીમાં કહ્યું છે કે, 'તું જે કંઈ ખાય, જે કંઈ હોમે ને જે કંઈ કરે તે મારે નિમિત્તે કર.' ઈશુ એ મુજબ જ કરે છે. પણ લોકો તેને સમજતા નથી, અને તેથી તેને નાસ્તિક, દંભી કે ધર્મ-ભ્રષ્ટ ગાની પથરા મારે છે ને તેનો જીવ લેવા મથે છે. આમ છતાં ઈશુ તો જે કહેતો ને જે કરતો તેને જ વળગી રહે છે. એને કશાનો ડર નથી. એ જે કંઈ કરે છે, તે લોકોની સામે જોઈને નહિ, લોકોને ગમતું હોય તો કરું ને ન ગમતું હોય તો ના કરું એમ નહિ. शुद्धमपि लोकविरुद्धं नाचरणीयं नाकरणीयम्। શુદ્ધ હોય, પણ જો તે લોકની વિરુદ્ધ હોય તો ન આચરવું ને ન કરવું. ઈશુનો કદી આવો મત નહોતો. એ તો જે બાપનું હતું તે કરતો, પછી તે લોકવિરુદ્ધ હોય

તો તેની તેને પડી નહોતી. વળી તે લોકોને કહેતો: 'આપ મારામાં ને હું આપમાં છું.' ईश्वरः सर्वभूतानां हृदयेऽर्जुन तिष्ठति । "હે અર્જુન, ઈશ્વર પ્રાણી માત્રના હૃદયમાં છે.' જે ગીતાએ ગાયું તે જ ઈશુએ કહ્યું છે.

'તું આઘેમાં આઘે પણ સમીપમાં નિત્ય વસતો.'

વળી

'થતું જે કાયાથી, ઘડીક ઘડી વાણીથી ઉચરું,
કૃતિ ઇંદ્રિયોની મુજ મન વિષે ભાવ જ સ્મરું;
સ્વભાવે બુદ્ધિથી શુભ અશુભ જે કાંઈક કરું,
ક્ષમા દૃષ્ટે જોજો તુજ ચરણમાં નાથજી ધરું.'

ઈશુ તો આપનું જ કામ કરતો ને તેથી તેનો જીવ લેવાને મથનારાથી તે ડરતો નહિ. એ તો પૂર્ણ શ્રદ્ધાથી ગાઈ શકતો.

'છો સાત લાખ સવાર દેવ, રક્ત સમુદ્રમાં સામે ધસે.'

અથવા

'દેખી બુરાઈ ના ડરું હું, શી ફિકર છે પાપની.
ધોવા બુરાઈને બધે, ગંગા વહે છે આપની.'

## યહૂદીઓ તેને મારવા ફરે છે

**પછી** તો ઘણા યહૂદીઓ તેને માનતા થઈ ગયા, પણ થોડાક ફરોશીઓ પાસે ગયા અને ઈશુએ શું કર્યું હતું તે કહેવા લાગ્યા. એટલે મુખ્ય યાજકો અને ફરોશીઓએ એક સભા બોલાવી અને મંત્રણા કરી: 'શું કરીશું ? એને આમ છૂટો મૂકીશું તો બધા તેને માનતા થશે ને આપણો ધર્મ ડૂબશે.'

પછી કાફ્યાસ નામના વડા યાજકે નિર્ણય આપ્યો: 'હું કરું છું તે મારી ખાતર નહિ, પણ ધર્મના વડા તરીકે. ઈશુએ આપણા રાષ્ટ્રની ખાતર મરવું જોઈએ.'

## ઉપસંહાર

**તે ભલું કરતો ફરતો હતો**—આ પાંચ જ શબ્દોમાં ઈશુના સુંદર જીવનને સંકેલી શકાય.

તેત્રીશ વર્ષ તે લોકોમાં જીવ્યો, અને આપણે માટે આવા ગંભીર પણ ટૂંકા જીવનના માત્ર તેટલા જ દિવસોના ઉલ્લેખ મળી આવે છે. ઈશુએ જે કંઈ અદ્ભુત કામ કર્યાં કે સુંદર વચન કહ્યાં તે આ વીજળીવેગે પસાર થયેલા પાંત્રીસ દિવસોનો જ સરવાળો છે.

તેણે કામની શરૂઆત કરી ગાલિલથી, અને પાલેસ્તાઈનમાં અનેક પ્રવાસ કર્યા. આજે જ્યારે આકાશપાતાળ ભેગાં કરી દેવાનાં સાધન છે ત્યારે એ પ્રવાસો ભલે નજીવા લાગે, પણ તે વખતે તો તે ઘણા મહત્ત્વના હોવા જોઈએ. તેની ખરી મુસાફરી તો પગપાળી જ થયેલી, અને તે પણ સો માઈલની અંદરની જ હશે. નાઝરથને કેન્દ્ર ગણીએ તો યરુશાલેમનો રસ્તો સિત્તેરેક માઈલનો ગણાય. દક્ષિણમાં આઘેમાં આઘેનો પ્રવાસ નેવું માઈલનો થાય, અને ઉત્તરનાં દૂરનાં સ્થળ સિડન તથા હર્મન પર્વત સાઠ માઈલને છેટે છે. પૂર્વ તરફનો તેનો પ્રવાસ ચોવીશ માઈલથી વધારેનો નહિ હોય. પણ જ્યાં જ્યાં જવાનું હતું ત્યાં ત્યાં ટેકરીઓ અને પર્વતોમાં થઈને હતું તથા મોટે ભાગે પગપાળા હતું.

ઓગણીશ સૈકાં પછી પણ આ પાંત્રીશ દિવસની વાર્તા માણસોનાં હૃદયને હચમચાવે છે.

૪

# એણે કહેલાં સુંદર વચનો

ॐ

## એક જણ વાવવા ગયો

**એ**ક વખત ઈશુ વહાણ પર હતો. તે વખતે કિનારા પર એક મોટું ટોળું ભેગું થયું હતું. ઈશુએ તેમને એક વાવનારની વાત કરી.

'જુઓ, એક જણ વાવવા ગયો. કેટલાંક બી માર્ગમાં પડ્યાં. પક્ષીઓ આવીને એ બી ખાઈ ગયાં. કેટલાંક પથ્થરિયા જમીનમાં પડ્યાં. ત્યાં ઝાઝી માટી નહોતી, તેથી વરસાદ આવતાં જ તે ઊગી નીકળ્યાં; જમીનના ઊંડાણમાં ન જવાથી તરત જ ઊગી નીકળ્યાં; પછી તો જ્યારે તડકો પડ્યો ત્યારે તે સુકાઈ ગયાં; કારણ, તેમનાં મૂળ ઊંડાં ઊતર્યાં નહોતાં. વળી કેટલાંક ઝાંખરાં ઝરડાંમાં પડ્યાં. તે ત્યાં ઊગ્યાં તો ખરાં, પણ ઝાંખરાં ઝરડાંમાં ગૂંગળાઈ મર્યાં. પણ બીજાં ફળદ્રૂપ જમીનમાં પડ્યાં, ને તેમાંથી સરસ પાક ઊતર્યો; કેટલાંકને સો ગણો, કેટલાંકને સાઠ ગણો ને કેટલાંકને ત્રીશ ગણો. સાંભળવાને કાન હોય તે સાંભળે, વાવનારની વાત સાંભળે.'

જ્યારે કોઈ પ્રભુના રાજ્યનો શબ્દ સાંભળે પણ સમજે નહિ, ત્યારે પેલો દુષ્ટ—શયતાન આવે છે અને તેની હૃદયભૂમિ પર જે બી પડચાં હોય છે, તે એ ઉપાડી જાય છે. માર્ગમાં પડેલાં બી તે આ. પણ પથ્થરિયા ભૂમિમાં પડેલાં બીનો અર્થ એ કે જે માણસને કાને પ્રભુનો શબ્દ પડે છે, તે માણસ તે શબ્દ આનંદથી ગ્રહણ કરે છે, છતાં તે શબ્દે તેના હૃદયમાં મૂળ ઘાલ્યું હોતું નથી અને તેથી તે થોડી વાર જ ટકે છે, કારણ, જ્યારે તેને લીધે તેની હાડછેડ કે પજવણી થાય છે ત્યારે તે છેડાય છે ને ડગી જાય છે. ઝાંખરાં ઝરડાંમાં બી પડચાં એનો અર્થ એ કે માણસ પ્રભુનો શબ્દ સાંભળે છે તો ખરો, પણ આ સંસારની ચિંતાઓ અને ધનની માયા એ શબ્દને ગુંગળાવી મારે છે, અને તેથી એવો માણસ ફળ વગરનો બને છે. પણ સારી જમીનમાં બી પડચાં એનો અર્થ એ કે માણસ પ્રભુનો શબ્દ સાંભળે છે ને સમજે પણ છે; એનામાં એ શબ્દ સફળ થાય છે, ને સો ગણો, સાઠ ગણો કે ત્રીશ ગણો પાક આપે છે.

## કડવાં બી વાવનાર

તેણે બીજી એક વાર્તા કહી.

'સ્વર્ગનું રાજ્ય સરખાવાય છે ખેતરમાં વાવેલાં સારાં બીની સાથે એણે ખેતરમાં સારાં બી વાવ્યાં, પણ જ્યારે લોક ઊંઘતા હતા ત્યારે તેના દુશ્મને આવીને ઘઉંમાં કડવા દાણા

વાવ્યા. જ્યારે પાન નીકળ્યાં ને કંટીઓ આવી ત્યારે પેલા કડવા દાણાના છોડ પણ દેખાયા. તેથી ખેડૂતના માણસોએ આવીને કહ્યું: 'તમે ખેતરમાં ઘઉંનાં બી વાવ્યાં નહોતાં? ત્યારે એમાં કડવા દાણાના છોડ ક્યાંથી થયા?'

તેણે તેમને કહ્યું: 'દુશ્મને આ કર્યું છે.'

નોકરોએ કહ્યું: 'શું ત્યારે અમે જઈને તે ઉખાડી નાંખીએ?'

પણ તેણે કહ્યું: 'ના, એ ઉખાડતાં કદાચ ભેગેભેગા ઘઉં પણ ઊખડી જાય. હવે તો પાક ઊતરતાં સુધી બેઉને ભેગાં જ ઊગવા દો. પાક લેતી વખતે હું કાપણી કરનારાંને કહીશ: તમે પ્રથમ કડવા દાણાના છોડ ભેગા કરો ને તેની પૂળીઓ બાંધો કે જેથી તેને અલગ કરીને બાળી દઈ શકાય; પણ ઘઉં તો ભેગા કરીને ખળામાં લાવો.'

તેના શિષ્યો આવ્યા ને કહેવા લાગ્યા: 'ખેતરના પાકની આ વાત અમને સમજાવો.'

તેણે કહ્યું: 'સારું બી વાવનાર એટલે પ્રભુનો દીકરો; ખેતર એટલે દુનિયા; સારું બી એટલે પ્રભુના રાજ્યનાં બાળક; કડવાં બી એટલે શયતાનનાં બાળક; તેમને વાવનાર દુશ્મન તે શયતાન; પાક એટલે દુનિયાનો અંત અને લણનાર તે દેવદૂતો. જેવી રીતે નીંદામણ ભેગું કરીને બાળી મુકાય છે તેવી રીતે દુનિયાને અંતે પણ તેવું જ થવાનું છે. પ્રભુનો પુત્ર દેવદૂતોને મોકલશે અને તેઓ તેના રાજ્યમાંથી અપરાધ કરનારી અને અસમાનતા ઊભી કરનારી બાબતો ભેગી કરીને બાળી મૂકશે. ત્યાર પછી સત્યનિષ્ઠો સૂર્યની જેમ પ્રભુના રાજ્યમાં પ્રકાશશે. જેને સાંભળવાને કાન છે તે સાંભળે.

# એ એક બાળકને બોલાવે છે

**જ્યારે** તેઓ 'કાપરનુહમ' ગયા ત્યારે તેના શિષ્યોએ આવીને પૂછયું: 'સ્વર્ગના રાજ્યમાં સૌથી મોટું કોણ છે?'

ઈશુએ એક નાના બાળકને પોતાની પાસે બોલાવ્યું, તેમની વચ્ચે મૂક્યું અને કહ્યું: 'હું તમને સાચેસાચ કહું છું કે જ્યાં સુધી તમે નાના બાળકના જેવા નહિ થાઓ, ત્યાં સુધી તમે સ્વર્ગના રાજ્યમાં દાખલ થઈ શકશો નહિ. જે કોઈ આ નાના બાળકની જેમ પોતાની જાતને નમ્ર બનાવશે તે જ સ્વર્ગના રાજ્યમાં સહુથી મોટું છે. જે કોઈ મારે નામે આવા નાના બાળકનો સત્કાર કરશે તે મારો જ સત્કાર કરે છે. પણ મારામાં વિશ્વાસ રાખનારાં આવાં નાનાં બાળકોનું જે કોઈ અપમાન કરે છે તેણે બહેતર છે કે ગળે ઘંટીનું પડ લટકાવવું અને દરિયામાં ડૂબી મરવું. યાદ રાખજો કે તમે આવાં નાનાં બાળકોમાંથી એકાદને પણ કદી ધિક્કારતા ના. હું તમને કહું છું કે એમના દેવદૂતો સ્વર્ગના મારા બાપનું મુખ હરહમેશ નિરખતા હોય છે

'માનવપુત્ર તો જે ખોવાયલાં છે તેમને શોધવા ને બચાવવા આવેલો છે. તમે શું ધારો છો? એક જણને સો ઘેટાં છે, ને એમાંથી એક ભૂલું પડયું છે. તો પેલાં નવ્વાણુંને ય મૂકીને તે પર્વતો અને જંગલોમાં જતો નથી અને પેલા ભૂલા પડેલાને શોધતો નથી? અને તે જડે ત્યારે તેને પેલાં નવ્વાણુંથી જે આનંદ થતો હતો તેના કરતાં અનેક ગણો આનંદ પેલું ભૂલું

પડેલું જડવાથી થતો નથી? આવાં નાનાંમાંથી એક પણ નાશ પામે એવી ઈચ્છા સ્વર્ગના તમારા બાપની નથી.

## બાળકોને મારી પાસે આવવા દો

**યરદનની** પેલે પાર દૂર દૂર તે યહૂદિયામાં જાય છે અને લોકો પાછા તેની પાસે આવે છે; અને તે પોતાના હમેશના રિવાજ મુજબ તેમને ઉપદેશ દે છે. તેમણે પોતાનાં નાનાં બાળકો તેની પાસે આણ્યાં, એવા ઉદ્દેશથી કે તે તેમને માથે હાથ મૂકે. પણ જેમણે છોકરાં આણ્યાં હતાં તેમને તેના શિષ્યોએ ઠપકો આપ્યો: 'અહીં છોકરાંનું શું કામ છે તે લઈ આવ્યા છો? એમને શું સાંભળવાનું છે? નકામી ગરબડ કરવા લાવ્યા છો?' વગેરે વગેરે.

પણ ઈશુએ જ્યારે આ જોયું ત્યારે તે ખૂબ નારાજ થયો. તેણે તેમને કહ્યું:

'નાનાં છોકરાંને મારી પાસે આવવા દો. તેમને ના પાડતા ના; કારણ, સ્વર્ગનું રાજ્ય એમનું છે. હું તમને સાચેસાચ કહું છુ કે 'જે ઇશ્વરના રાજ્યને નાના બાળકની જેમ સ્વીકારશે નહિ તે તેમાં દાખલ થઈ શકશે નહિ. (ઈશ્વરના રાજ્યનો સ્વીકાર નાના બાળકની નિર્દોષતા અને શ્રદ્ધાથી કરવામાં ન આવે તો તેમાં દાખલ થવાનો અધિકાર ન મળે. જેને એ રાજ્યમાં દાખલ થવું છે તેણે નાના બાળકના જેવા નિર્દોષ, નમ્ર અને શ્રદ્ધાળુ બનવું રહ્યુ)' પછી તેણે તેઓને બાથમાં લીધાં, તેઓનાં મસ્તક પર પોતાના હાથ મૂકયા અને તેઓને આશીર્વાદ આપ્યા.

## ઘેટાંપાલક

**ઈશુએ કહ્યું :**

'હું તમને સાચેસાચ કહું છું કે ઘેટાંના વાડામાં જે ઝાંપેથી પેસતો નથી, પણ બીજી કોઈ રીતે અંદર ઘૂસી જાય છે, તે ચોર છે ને લૂંટારુ છે. પણ જે ઝાંપેથી અંદર દાખલ થાય છે તે એ ઘેટાંનો પાલક છે. ઘેટાં તેનો અવાજ સાંભળે છે. તે પોતાનાં ઘેટાંને નામ દઈને બોલાવે છે અને તેમને બહાર લઈ જાય છે. જ્યારે તે પોતાનાં ઘેટાંને બહાર લઈ જાય છે ત્યારે તે તેમની આગળ ચાલે છે અને ઘેટાં તેની પાછળ ચાલે છે, કારણ કે ઘેટાં તેનો અવાજ ઓળખે છે. તેઓ અજાણ્યાની પાછળ નહિ જાય, ઊલટાં તેની પાસેથી તેઓ ભાગી જશે, કારણ કે તેઓ અજાણ્યાના અવાજને ઓળખતાં નથી.

'હું તમને સાચે જ કહું છું કે ઘેટાંનો ઝાંપો હું જ છું. જે ઝાંપેથી નથી આવ્યા તે ચોર ને લૂંટારુ છે. ઘેટાંએ તેમનું સાંભળ્યું નથી. (કારણ, તેઓ તેમના પાલક ન હતા, અને અજાણ્યા હોવાથી ઘેટાં તેમનો અવાજ ઓળખતાં નહોતાં.)

'હું ઝાંપો છું. મારી દ્વારા જે અંદર જશે તે બચશે, તે અંદર ને બહાર આવજા કરી શકશે અને તેને ચારો પણ મળશે. ચોર ચોરી કરવા કે નાશ કરવા માટે આવે છે. પણ હું તો તેમને જીવન મળે, પુષ્કળ જીવન મળે એટલા માટે આવ્યો છું.

'હું ઘેટાંપાલક છું. પાલક પોતાનાં ઘેટાંની ખાતર પોતાનું જીવન આપે છે. પણ જે ભાડૂતી છે ને ભરવાડ

નથી ને જેને પોતાનાં ઘેટાં નથી તે વરુને આવતું જુએ કે લાગલો જ ઘેટાંને છોડીને ભાગી જાય છે, અને વરુ તેમને પકડે છે ને પીંખી નાંખે છે. ભાડૂતી ઘેટાંની દરકાર રાખતો નથી ને ભાગી જાય છે, કારણ કે તે ભાડૂતી છે.

'હું ભલો ભરવાડ છું. હું મારાં ઘેટાંને ઓળખું છું. મારાં ઘેટાં મને ઓળખે છે; જેમ મારો બાપ મને જાણે છે ને હું મારા બાપને જાણું છું તેમ. મારાં ઘેટાંની ખાતર હું મારી જિંદગી આપું છું. બીજાં ઘેટાં પણ છે, પરંતુ તે આ ટોળાનાં નથી. તેમને પણ મારે આ ટોળામાં લેવાં જોઈશે, અને તેમણે પણ સાદ સાંભળવો જોઈશે. અને (જ્યારે એમ થશે ત્યારે એ ઘેટાંનાં ટોળાં પણ આવશે ને મારું સાંભળશે ત્યારે) એક જ ટોળું બનશે ને એક જ ભરવાડ હશે.

'હું મારું જીવન મારાં ઘેટાં માટે આપું છું, તેથી મારો બાપ મને ચાહે છે. હું મારું જીવન આપું છું તેથી તે મને ફરી મળવાનું છે. કોઈ માણસ મારી પાસેથી (બળાત્કારે) મારું જીવન લેતું નથી, પણ હું મારી મેળે જ મારું જીવન આપું છું. મારામાં જીવન અર્પવાની તાકાત છે, અને (તેથી) જીવન પાછું મેળવવાની શક્તિ (પણ) મારામાં છે.'

## માનવપુત્ર

**કોઈ** એક પંડિત આવ્યો અને ઈશુને કહેવા લાગ્યો : 'બાપજી, તમે જ્યાં જશો ત્યાં હું તમારી પાછળ આવીશ.'

ઈશુએ તેને કહ્યું : 'શિયાળવાંને રહેવા માટે પોતાની બોડ છે, હવામાં તરતાં પક્ષીઓને પોતાના માળા છે, પણ માનવપુત્રને પોતાનું માથું મૂકવાને પોતાની જગા નથી.'

## કેટલી વાર માફ કરું ?

**પછી** પિતરે આવીને પૂછ્યું : 'મારા માલિક, કેટલી વાર મારો ભાઈ મારી વિરુદ્ધ પાપ કરે, ને કેટલી વાર હું તેને માફ કરું ? સાત વખત ?'

ઈશુએ કહ્યું : 'હું તને સાત વખત નથી કહેતો, પણ સિત્તેર વખત સાત કહું છું. એટલા માટે સ્વર્ગનું રાજ્ય એક રાજાની સાથે સરખાવાયું છે.

'એક રાજા હતો. તેણે પોતાના નોકર સાથેની લેવડ-દેવડનો હિસાબ કર્યો. જ્યારે તેણે હિસાબ કરવા માંડ્યો ત્યારે તેની પાસે એક નોકરને લાવવામાં આવ્યો. તેની પાસે રાજાનું એક હજાર સિક્કાનું લહેણું હતું, પણ તેનાથી એક પાઈ પણ સીડી શકાય એમ નહોતું. તેથી રાજાએ હુકમ કર્યો : 'એને વેચો, એની બૈરીને વેચો, એનાં છોકરાંને વેચો, અને એની પાસે જે કંઈ હોય તે બધું વેચો અને એ રીતે નાણાં વસૂલ કરો !'

'પેલો નોકર પોતાના માલિકને પગે પડીને કરગરવા લાગ્યો : 'મહારાજ, ધીરજ રાખો. હું આસ્તે આસ્તે બધું ય ભરપાઈ કરી આપીશ.' આથી પેલા માલિકને નોકર પર દયા આવી. તેણે તેને છૂટો કર્યો અને તેનું બધું દેવું માફ કર્યું.

'પણ એ જ નોકરે બહાર જઈને બીજા નોકરને પકડ્યો. એની પાસે એના સો સિક્કા લહેણા હતા. તેણે તેને પકડ્યો એટલું જ નહિ, પણ તેની ગળચી પકડીને કહેવા માંડ્યું: 'મારાં નાણાં ધરી દે.' પેલો નોકર તેને પગે પડ્યો, અને કરગરવા લાગ્યો: 'મારા પર દયા કરો ને ધીરજ રાખો; હું આસ્તે આસ્તે બધું ભરપાઈ કરી દઈશ.' પણ પેલો સાંભળે જ નહિ. દેવું ન પતે ત્યાં સુધી તેને કેદમાં રાખવાની તેણે તદબીર રચી.

'જ્યારે બીજા નોકરોએ આ બધું જોયું ત્યારે તે ઘણા દિલગીર થયા. તેમણે રાજા પાસે જઈને બધી વાત કરી. આ સાંભળીને રાજાએ પેલા નોકરને બોલાવીને કહ્યું: 'હે દુષ્ટ, મેં તારું બધું દેવું માફ કર્યું, કારણ કે તેં કાલાવાલા કર્યા. તો જેવી મેં તારી ઉપર દયા કરી તેવી તારે તારા ભાઈ પર દયા ન કરવી જોઈએ?' પછી તો રાજાએ ગુસ્સે થઈને કહ્યું કે: 'દેવું ન ચીડે ત્યાં સુધી તેને સખત રિબાવો.'

'એ જ રીતે સ્વર્ગનો મારો બાપ તમને કરશે, જો તમે તમારી વિરુદ્ધ અપરાધ કરનારને માફ નહિ કરો તો.'

## ફરી જન્મવું જોઈએ

**યહૂદીઓનો** એક સત્તાધીશ અને ફરોશીઓનો માણસ નામે 'નિકોદિમસ' ઈશુ પાસે આવીને પૂછવા લાગ્યો: 'બાપજી, અમે જાણીએ છીએ કે તમને પ્રભુએ મોકલેલા છે, કારણ કે એમ ન હોય તો તમે આવાં અદ્‌ભુત કામ કરી શકો નહિ.'

ઇશુએ તેને કહ્યું: 'જ્યાં સુધી માણસ ફરી જન્મે નહિ ત્યાં સુધી તે પ્રભુનું રાજ્ય જોઈ શકે નહિ.'

નિકોડિમસે પૂછ્યું: 'માણસ મોટું થયાં પછી ફરી શી રીતે જન્મે?'

ઇશુ કહે છે: 'માણસનો આત્મા ફરી જન્મે નહિ ત્યાં સુધી તે પ્રભુના રાજ્યમાં જઇ શકે નહિ. માટીમાંથી જન્મેલું માટી છે, ને આત્મામાંથી જન્મેલું આત્મા છે. તમારે ફરી જન્મવું જોઈએ એમ હું કહું છું, તેથી ભડકતા ના.'

નિકોડિમસે શંકા કરતાં કહ્યું: 'આમ શી રીતે બને?'

ઇશુએ જવાબ આપ્યો: 'તમે ઇસાયેલના ઉસ્તાદ છો ને આટલું ય જાણતા નથી? હું સાચું જ કહું છું કે અમે જે જાણીએ છીએ તે જ કહીએ છીએ, અને અમે જે જોયું છે તેની જ સાખ પૂરીએ છીએ. છતાં તમે અમારા પુરાવા માનતા નથી. જો હું તમને દુનિયાની વાતો કરું તો તે તમે માનો નહિ, તો પછી હું જ્યારે તમને સ્વર્ગની વાતો કરું તો તમે એ માનો જ કેવી રીતે?'

## બારને મોકલ્યા

ઈશુએ પોતાના બાર શિષ્યોને બોલાવ્યા. આ બારે જણને ઇશુએ પ્રચાર માટે મોકલ્યા, અને તેમને અપવિત્ર આત્માઓ સામે શક્તિ આપી કે જેથી તેઓ તેમને બહાર કાઢી શકે અને દરેક પ્રકારનો રોગ મટાડી શકે. ઇશુએ તેઓને આજ્ઞા કરી:

'નાસ્તિકોના માર્ગે જતા ના અને સમરૂનીઓના શહેરમાં

પેસતા ના. ઈસ્રાયેલના ઘરનાં ખોવાયેલાં ઘેટાં પાસે જજો. જ્યાં જાઓ ત્યાં ઉપદેશ કરો કે સ્વર્ગનું રાજ્ય નજીક છે. માંદાંને સાજાં કરો, પતિયાંને ચોખ્ખાં બનાવો, મરેલાંને બેઠાં કરો, અને શયતાનોને ભગાડી કાઢો. તમને છૂટે હાથે ને વિના મૂલ્યે મળ્યું છે. તમે પણ છૂટે હાથે ને વિના મૂલ્યે આપો. તમારી ઝોળીમાં સોનું રાખતા ના, રૂપું રાખતા ના, પિત્તળ પણ રાખતા ના. મુસાફરી માટે ભાથું પણ રાખતા નહિ. બે ડગલા નહિ, પગરખાં પણ નહિ ને લાકડી સરખીય નહિ. તમારે કાંઇ પણ રાખવાની જરૂર નથી, કારણ કે કામ કરનારને—મજૂરને તેનું મહેનતાણું મળશે જ.

'તમે જે કોઇ શહેરમાં કે ગામમાં જાઓ, ત્યાં કોણ અધિકારી છે, કોણ હરિના જન છે, તેની તપાસ કરજો, અને ત્યાંથી જતાં સુધી તેને ઘેર રહેજો. તમે કોઈને પણ ઘરે જાઓ તો પ્રભુને નામે તેને નમસ્કાર કરજો, આહલેક જગાવજો, અને જો એ ઘર અધિકારી હોય તો તમારી શાન્તિ તેની ઉપર ઊતરવા દેજો. પણ જો તે અધિકારી ના હોય તો તમારી શાન્તિ તેની ઉપર ઊતરવા દેતા ના. કોઈ શહેરમાં કે ઘરમાં તમે જાઓ, અને તે તમારો સત્કાર કરે નહિ, કે તમારાં વચન સાંભળે નહિ તો ત્યાંથી પાછા ફરતી વખતે પગની ધૂળ ખંખેરી નાંખજો (જાણે તમને કશું ય થયું નથી એમ સમજીને ધૂળ ખંખેરજો, મતલબ કે જગા છોડતી વખતે એને માટે મનમાં લગારે ય રોષ રાખતા ના.)

'જુઓ, હું તમને વરુઓમાં ઘેટાં તરીકે મોકલું છું. તમે સાપના જેટલા ચાલાક થજો અને કબૂતરના જેટલા

નિખાલસ બનજો. પણ લોકોથી સાવચેત રહેજો કારણ કે તેઓ તો તમને તેમની 'કાઉન્સિલો'ને સોંપશે અને તેમની સભાઓમાં તમારી ઠરડ કાઢશે; અને મારી ખાતર તમને પણ સૂબાઓ તથા રાજાઓ સમક્ષ ખડા કરશે. પણ જ્યારે તમને રાજદ્વારે ખડા કરવામાં આવે ત્યારે ત્યાં શું કહેવું તેની ગોઠવણ પહેલેથી કરી રાખતા ના, (જેમ ગુનેગારો વકીલો દ્વારા પહેલેથી બચાવની તૈયારીઓ કરી રાખે છે તેમ કરતા ના) કારણ કે કયે વખતે તમારે શું કરવું અને કેમ ચાલવું એ તમને જે તે વખતે જણાવાશે (હૃદયના ઊંડાણમાંથી તેવો નાદ આવશે જ). કારણ કે એવે વખતે તમારા શરીરમાંથી જે બોલનાર હશે તે તમે નહિ હો પણ તમારો બાપ હશે, તમારો અંતર્યામી હશે. ભાઈ ભાઈને મરાવશે, બાપ દીકરાને મરાવશે, અને છોકરાં બાપની સામે થશે; અને મારા નામને લીધે લોકો તમને પણ ધિક્કારશે. પણ જે અંત સુધી ટકશે (આ બધી કસોટીઓમાંથી) તે ચણીશુદ્ધ પાર ઊતરશે, તે ઊગરશે.

'એક શહેરમાં તમારી હાડછેડ થાય તો તમે બીજામાં જજો. એમનાથી ડરતા ના. હું તમને અહીં એકાન્તમાં જે કંઈ કહું છું તે તમે ત્યાં ખુલ્લેખુલ્લું કહેજો, અને તમે જે કાનમાં સાંભળો તે છાપરે ચડીને કહેજો (મતલબ કે તમને જે અંતરનો અવાજ આવે તે મુજબ તમે કોઈથીય ન ડરતાં, ન શરમાતાં, ખુલ્લેખુલ્લું ને છડેચોક લોકોને કહેજો).

'જેઓ શરીરનો નાશ કરી શકે છે પણ આત્માનો નાશ

કરી શકતા નથી તેમનાથી ડરતા ના, પણ જે દેહ અને આત્મા બંનેનો નાશ કરનાર છે તેમનાથી ડરજો, ચેતતા રહેજો. કોડીની કિંમતની બે ચકલીમાંથી એક પણ ચકલી તમારા બાપની મરજી સિવાય મરતી નથી (દુનિયામાં નજીવીમાં નજીવી ચીજ પણ પ્રભુની મરજી વગર ખરતી કે મરતી નથી), તો પછી તમારે મરણથી ડરવાનું ન હોય (કોઈ મારી નાંખશે એવો ભય રાખવાનો ન હોય).

'તમારા માથાના વાળ પણ ગણાયેલા છે. તમારો બાપ તો તમારા વાળની પણ ગણતરી રાખે છે, અને તેની મરજી વગર એમાંથી એક પણ વાળ ખરતો નથી. માટે તમે ડરતા ના. ઘણી ચકલીઓ ભેગી કરીએ ને તેમની જે કિંમત થાય તેના કરતાં તમારી કિંમત વધારે છે. નજીવી ચકલીની જ્યારે તે દરકાર રાખે છે, ત્યારે તેનાથી અનેકગણા કિંમતી તમે છો, તો તમારી દરકાર રાખ્યા વિના તે નથી જ રહેવાનો એની ખાતરી રાખજો. જે કોઈ મારો સ્વીકાર જાહેરમાં કરશે તેનો સ્વીકાર હું મારા બાપ પાસે કરીશ; પણ જે કોઈ જાહેરમાં મારો ઈન્કાર કરશે તેનો સ્વીકાર હું મારા બાપ પાસે કરીશ નહિ.

'હું દુનિયામાં શાન્તિ સ્થાપવા આવ્યો છું એમ માનતા ના (મૃત્યુની શાન્તિ સ્થાપવા નથી આવ્યો, પણ મૃત્યુની શાન્તિમાંથી જીવનની ગતિનું સંચાલન કરવા આવ્યો છું). હું શાન્તિ સ્થાપવા નથી આવ્યો પણ તરવાર આપવા આવ્યો છું. માણસના પોતાના ઘરમાં જ દુસ્મનો ઊભા થશે (આત્મા આત્માનો શત્રુ અને આત્મા આત્માનો મિત્ર બનશે. મારે

# ભલો સમરૂની

**એક** સમરૂની શાસ્ત્રીએ ઊભા થઈને ઈશુની પરીક્ષા કરવા પૂછયું : 'બાપજી, અનંત જીવન મેળવવા માટે મારે શું કરવું ?'

ઈશુએ કહ્યું : 'શાસ્ત્રમાં શું લખ્યું છે, કહો જોઇએ ?'

તેણે જવાબ આપ્યો : 'શાસ્ત્રમાં લખ્યું છે, કે તું તારા માલિકને, પ્રભુને, તારા હૃદયથી, તારા આત્માથી, તારી સંપૂર્ણ શક્તિથી અને તારા પૂરેપૂરા મનથી ચાહજે, અને તું તારા પડોશીને તારી જાતની જેમ ચાહજે.'

એટલે ઈશુ બોલ્યો : 'તેં સાચો જવાબ આપ્યો છે. આમ કર અને તું જીવશે.'

પણ તેણે વળી પ્રશ્ન પૂછ્યો : 'મારો પડોશી કોણ ?'

ઈશુએ સમજાવ્યું : 'એક જણ યરુશાલેમથી જેરિકો જતો હતો. માર્ગમાં તેને લૂંટારુ મળ્યા. તેમણે તેનાં લૂગડાં સુદ્ધાં ઉતારી લીધાં, તેને ઘાયલ કર્યો અને તેને અધમૂઓ મૂકીને તેઓ ચાલતા થયા.

'દૈવજોગે એ રસ્તે થઈને એક યાજકને જવાનું થયું. તેણે જ્યારે તેને જોયો ત્યારે તે રસ્તાની બીજી બાજુએ થઈને ચાલ્યો ગયો. એ જ રીતે જ્યારે એક 'લિવાઈટ' ત્યાં આવ્યો ત્યારે તે પણ તેને જોઇને રસ્તાની બીજી બાજુએ થઇને ચાલ્યો ગયો.

'પણ એક સમરૂની મુસાફરી કરતો કરતો પેલો પડ્યો હતો ત્યાં આવી ચડ્યો; અને જ્યારે તેણે તેને ત્યાં જોયો.

ત્યારે તેને તેની ઉપર દયા આવી. તે તેની પાસે ગયો. પછી તેણે તેના ઘામાં તેલ ને દારૂ રેડ્યાં, અને ઘા પર પાટા બાંધ્યા. બાદ, તેને પોતાના પશુ પર બેસાડીને ધર્મશાળામાં તે લાવ્યો, તથા ત્યાં તેણે તેની માવજત કરી.

'બીજે દિવસે ત્યાંથી જતી વખતે તેણે બે 'પેન્સ' (બે આના) કાઢ્યા અને ધર્મશાળાના રખેવાળને આપીને કહ્યું: 'એની સારવાર કરજો, અને હું જ્યારે પાછો આવીશ ત્યારે વધારાનો જે કંઈ ખરચ તમે કર્યો હશે તે બધો તમને આપી દઈશ.'

'પેલા લૂંટારુથી લૂંટાયેલા અને ઘવાયેલા માણસનો પડોશી આ ત્રણમાંથી કોણ હતો ?

તેણે કહ્યું: 'જેણે તેના તરફ દયા દાખવી તે.'

ત્યારે ઈશુએ તેને કહ્યું: 'જા, અને તું પણ તેમ જ કર.'

## ધનવાનની પૂંજી

એક ધનિકની જમીન પુષ્કળ પાક આપતી હતી. એણે મનમાં વિચાર્યું: 'પાક ભરવાની જગા હવે રહી નથી, તો મારે શું કરવું?'

પછી તેણે કહ્યું: 'હું આમ કરું. હું મારા આ કોઠાર તોડી નાંખું અને નવા મોટામોટા કોઠાર બંધાવું, અને પછી એમાં મારી બધી માલમતા ભરું. પછી (જ્યારે મારા એ કોઠાર ભર્યાભાદર્યા થશે ત્યારે) હું મારા જીવને કહીશ,

માર્ગે ચાલવા જતાં ઘેરેઘેર કલહ થશે ને પાપ પુણ્ય વચ્ચે ભયંકર ઝઘડો જાગશે). જે પોતાનાં માબાપને મારા કરતાં વધારે ચાહે છે, તે મને મેળવવાને અધિકારી નથી. જે દીકરા-દીકરીને મારા કરતાં વધારે ચાહે છે, તે પણ મને મેળવવાને અધિકારી નથી. જે પોતાની જિંદગી શોધે છે (બચાવવાને ફાંફાં મારે છે), તે જિંદગી ખોશે; અને જે મારી ખાતર જીવન ખૂએ છે, તેને જીવન જડશે (તેનું જીવન બચશે).

'જે તમને સત્કારે છે તે મને સત્કારે છે, ને જે મને સત્કારે છે તે મને જેણે મોકલ્યો છે તેને સત્કારે છે (સંતોનો સત્કાર એટલે પ્રભુનો સત્કાર). અને જે મારા અનુયાયીને નામે પણ કોઈને ય પાણી પાશે તેને બદલો મળ્યા વિના રહેશે નહિ.'

આ પ્રમાણે શિષ્યોને બોધ કર્યા પછી ઈશુ પોતે ઉપદેશાર્થે ત્યાંથી ચાલ્યો ગયો.

## હું કોણ ન્યાય કરનાર ?

**એ**ક જણે આવીને ઈશુને કહ્યું : 'બાપજી, મારા ભાઈને સમજાવો કે બાપુકી મિલકતનો ભાગ મને આપે.'

ઈશુએ તેને કહ્યું : 'મને કોણે ન્યાયાધીશ બનાવ્યો ? કે કોણે મને તમારો ભાગ વહેંચનાર ભાંજગડિયો બનાવ્યો ? ચેતો, અને લોભથી સાવચેત રહો. કારણ કે માણસનું જીવન તેની પાસે જે મિલકત છે તેની અતિશયતામાં નથી. (માણસનું સાચું જીવન તેની સાધનસંપત્તિની અતિશયતામાં નથી).'

## મજૂરી કરનારાં બધાં મારી પાસે આવો

'ઓ કષ્ટ ઉઠાવનારાં (મજૂરી કરનારાં) અને ભારથી લદાયેલાં તમે બધાં મારી પાસે આવો અને હું તમને વિસામો આપીશ. તમે મારી ધૂંસરી તમારે ખભે મૂકો, અને મારી પાસેથી શીખો. (મારા અનુયાયી થાઓ અને હું કહું તેમ કરો); કારણ હું હૃદયનો નમ્ર છું અને (મારી પાસેથી) તમારા આત્માને આરામ મળશે. કારણ, (દુનિયાની ધૂંસરી કરતાં) મારી ધૂંસરી સહેલી છે, અને (દુનિયાના બોજ કરતાં) મારો બોજ હળવો છે.'

## એથી ફાયદો શો ?

ઈશુ અને તેના શિષ્યો કાઈસિરિયા ફિલિપિનાં શહેરોમાં ગયા. પછી જ્યારે લોકો તેની આસપાસ ભેગા થયા ત્યારે તેણે તેમને કહ્યું :

'જે કોઈ મારી પાછળ આવે તે પોતાની જાતનો ઇન્કાર કરે; અને પોતાનો વધસ્તંભ પોતે ઉપાડે ને મારી પાછળ આવે. જે પોતાનું જીવન બચાવશે તે એ ગુમાવશે; પણ જે મારી ખાતર અને ભગવાનની ખાતર પોતાનું જીવન ગુમાવશે તે જ તે બચાવશે; કારણ, જો માણસ આખી દુનિયાનું રાજ્ય મેળવે પણ પોતાનો આત્મા ગુમાવે તો તેથી તેને ફાયદો શો ? અથવા માણસ પોતાના આત્માના બદલામાં શું આપે ? માટે જે મારાથી અને મારાં વચનથી શરમાશે તેનાથી માનવપુત્ર પણ શરમાશે.

## ભલો સમરૂની

એક સમરૂની શાસ્ત્રીએ ઊભા થઈને ઈશુની પરીક્ષા કરવા પૂછયું : 'બાપજી, અનંત જીવન મેળવવા માટે મારે શું કરવું ?'

ઈશુએ કહ્યું : 'શાસ્ત્રમાં શું લખ્યું છે, કહો જોઈએ ?'

તેણે જવાબ આપ્યો : 'શાસ્ત્રમાં લખ્યું છે, કે તું તારા માલિકને, પ્રભુને, તારા હૃદયથી, તારા આત્માથી, તારી સંપૂર્ણ શક્તિથી અને તારા પૂરેપૂરા મનથી ચાહજે, અને તું તારા પડોશીને તારી જાતની જેમ ચાહજે.'

એટલે ઈશુ બોલ્યો : 'તેં સાચો જવાબ આપ્યો છે. આમ કર અને તું જીવશે.'

પણ તેણે વળી પ્રશ્ન પૂછયો : 'મારો પડોશી કોણ ?'

ઈશુએ સમજાવ્યું : 'એક જણ યરુશાલેમથી જેરિકો જતો હતો. માર્ગમાં તેને લૂંટારુ મળ્યા. તેમણે તેનાં લૂગડાં સુદ્ધાં ઉતારી લીધાં, તેને ઘાયલ કર્યો અને તેને અધમૂઓ મૂકીને તેઓ ચાલતા થયા.

'દૈવજોગે એ રસ્તે થઈને એક યાજકને જવાનું થયું. તેણે જ્યારે તેને જોયો ત્યારે તે રસ્તાની બીજી બાજુએ થઈને ચાલ્યો ગયો. એ જ રીતે જ્યારે એક 'લિવાઈટ' ત્યાં આવ્યો ત્યારે તે પણ તેને જોઈને રસ્તાની બીજી બાજુએ થઈને ચાલ્યો ગયો.

'પણ એક સમરૂની સુસાફરી કરતો કરતો પેલો પડયો હતો ત્યાં આવી ચડયો; અને જ્યારે તેણે તેને ત્યાં જોયો,

ત્યારે તેને તેની ઉપર દયા આવી. તે તેની પાસે ગયો. પછી તેણે તેના ઘામાં તેલ ને દારૂ રેડ્યાં, અને ઘા પર પાટા બાંધ્યા. બાદ, તેને પોતાના પશુ પર બેસાડીને ધર્મશાળામાં તે લાવ્યો, તથા ત્યાં તેણે તેની માવજત કરી.

'બીજે દિવસે ત્યાંથી જતી વખતે તેણે બે 'પેન્સ' (બે આના) કાઢ્યા અને ધર્મશાળાના રખેવાળને આપીને કહ્યું: 'એની સારવાર કરજો, અને હું જ્યારે પાછો આવીશ ત્યારે વધારાનો જે કંઈ ખરચ તમે કર્યો હશે તે બધો તમને આપી દઈશ.'

'પેલા લૂંટારુથી લૂંટાયેલા અને ઘવાયેલા માણસનો પડોશી આ ત્રણમાંથી કોણ હતો?

તેણે કહ્યું: 'જેણે તેના તરફ દયા દાખવી તે.'

ત્યારે ઈશુએ તેને કહ્યું: 'જા, અને તું પણ તેમ જ કર.'

## ધનવાનની પૂંજી

**એ**ક ધનિકની જમીન પુષ્કળ પાક આપતી હતી. એણે મનમાં વિચાર્યું: 'પાક ભરવાની જગા હવે રહી નથી, તો મારે શું કરવું?'

પછી તેણે કહ્યું: 'હું આમ કરું. હું મારા આ કોઠાર તોડી નાંખું અને નવા મોટામોટા કોઠાર બંધાવું, અને પછી એમાં મારી બધી માલમતા ભરું. પછી (જ્યારે મારા એ કોઠાર ભર્યાભાદર્યા થશે ત્યારે) હું મારા જીવને કહીશ,

કે જીવડા, તેં ઘણાં વરસ ચાલે એટલી પૂંજી એકઠી કરી છે; ત્યારે હવે ટાઢો થા, અને ખાઈપીને લહેર કર.'

પણ પ્રભુએ તેને કહ્યું: 'ઓ મૂર્ખ માનવી, આજ રાતે તારી પાસેથી તારા જીવની માગણી થવાની છે (તારે આજ રાતે જ મરવાનું છે). પછી (મારું કરીને) તેં જે ભેગું કર્યું છે તે બધું કોનું થશે? જે પોતાને માટે પૂંજી ભેગી કરે છે, પણ પ્રભુની બાબતમાં પૂંજીવાળો નથી તેનું આવું થવાનું છે. શું ખાઈશું ને શું પીશું તેની ચિંતા કરતા ના: તેમ જ સંશયી બનતા ના; કારણ, દુનિયાનાં બધાં રાષ્ટ્રો માત્ર આવી ચીજો મેળવવા પાછળ જ પડયાં છે. (પરંતુ) તમારે શેની જરૂર છે તે તમારો બાપ જ જાણે છે. તમે પ્રભુનું રાજ્ય મેળવો, એટલે આ બધી ચીજો તમને (આપોઆપ) મળી રહેશે.'

## જે પોતાને નીચો કરશે તે ઊંચો ચડશે

**જેમને** નિમંત્રણ મોકલાયાં હતાં તેમણે જ્યારે સારી જગાઓ ખોટી લીધી ત્યારે ઈશુએ તેમને એક વાત કહી:

'તને જ્યારે મિજલસમાં આમંત્રણ મળ્યું હોય, ત્યારે તારે તેમાં સૌથી ઊંચી જગાએ બેસવું નહિ. કદાચ ઘરધણીએ તારા કરતાં વધારે માનને લાયક એવા કોઈ સજ્જનને બોલાવ્યા હોય, અને એ માણસ આવે ત્યારે ઘરધણીને તારી પાસે આવીને કહેવું પડે કે આમને જગા આપો, (તે વખતે બીજી કોઈ જગા ખાલી ના હોય તેથી) એટલે તારે શરમાવું પડે,

અને છેક નીચી જગાએ જઈને બેસવું પડે. પણ જ્યારે તને નોતરવામાં આવે ત્યારે તારે ત્યાં જઈને છેક છેલ્લી જગાએ બેસવું. એટલે ઘરધણી જ્યારે તારી પાસે આવશે (ને તને છેલ્લો બેઠેલો જોશે) ત્યારે તને કહેશે: 'મહાશય, ઊંચી જગાએ ચાલો.' ત્યારે ત્યાં બેઠેલા બધા તારી તરફ માનથી જોશે; કારણ, જે પોતાની જાતે પોતાને ઊંચો ગણે છે તે નીચો પડે છે; અને જે પોતાની જાતને નીચી ગણે છે તે ઊંચો ચડે છે.'

પછી તેણે ઘરધણીને (યજમાનને) પણ કહ્યું: 'જ્યારે તું જમણ કરે ત્યારે તારા મિત્રો, તારા ભાઈઓ કે તારાં સગાંસાગવાં અથવા ધનવાન પડોશીઓને બોલાવતો ના; કદાચ તેઓ બદલામાં પાછો તને બોલાવે અને એ રીતે ઊછીનો વહેવાર થઈ પડે. પણ જ્યારે તું મિજબાની કરે ત્યારે ગરીબોને, લૂલાંલંગડાંને અને આંધળાંને બોલાવજે. એથી તને આશીર્વાદ મળશે, કારણકે તેઓ તેનો બદલો આપશે નહિ (બદલામાં તેઓ તને જમવા માટે બોલાવશે નહિ); અને જ્યારે પુણ્યશાળીઓનું પુનરુત્થાન થશે, ત્યારે તારા આ સત્કાર્યનો બદલો તને અપાશે.'

## મોટી મિજબાની

**પછી** ઈશુએ કહ્યું: 'એક જણે મોટી મિજબાની કરી અને ઘણાંને નોતર્યાં. એણે પોતાના નોકરોને મોકલીને તેમને કહેવરાવ્યું: 'ચાલો, હવે બધું તૈયાર થઈ ગયું છે.' પણ તેઓ એકેએક કંઈ કંઈ બહાનાં કાઢવા લાગ્યા.

'એકે કહ્યું: 'મેં જમીન ખરીદી છે, એટલે મારે એ જોવા ગયા સિવાય ચાલે એમ નથી; ( મારાથી અવાતું નથી એટલા માટે ) મહેરબાની કરીને મને માફ કરશો.' બીજે કહ્યું: 'મેં પાંચ જોડ બળદ ખરીદ્યા છે, અને હું તેમને નાણી જોવા હમણાં જ જાઉં છું. મહેરબાની કરીને મને માફ કરશો.' ત્રીજાએ કહ્યું: 'હું ઊરી પરણી લાવ્યો છું, ને તેથી મારાથી અવાય એમ નથી.'

'પછી તો ઘરધણીએ ગુસ્સે થઈને નોકરોને કહ્યું: 'શહેરને મહેલ્લે મહેલ્લે અને ગલીએ ગલીએ જલદી ફરી વળો, અને ગરીબગુરબાં, લૂલાંલંગડાં, આંધળાંપાંગળાંને લઈ આવો.'

'પછી નોકરોએ કહ્યું: 'બાપુ, તમારા કહેવા મુજબ કર્યું, ને છતાં પણ ઘણું વધ્યું છે. એટલે ઘરધણીએ કહ્યું: ( એમ છે તો ) રાજમાર્ગોમાં ને ખેતરોમાં, પાદરોમાં બધે ફરી વળો અને ( ભૂખ્યાંતરસ્યાંને ) લઈ આવો કે જેથી મારું ઘર ભરાઈ જાય ( જગા ખાલી ન રહે અને રાંધેલું બધું વપરાઈ જાય ).'

## પહેલું ત્રેવડવું

**ઈશુની** પાછળ ટોળેટોળાં થયાં, એટલે તેણે તેમના તરફ મોં કરીને કહ્યું:

'જે પોતાનો વધસ્તંભ લીધા સિવાય મારી પાછળ આવે છે તે મારો શિષ્ય બની શકતો નથી. તમારામાંથી

કોઈને મોટો મહેલ બાંધવો હોય એમાં કેટલો ખરચ થશે એનો પહેલેથી અંદાજ કાઢયા સિવાય તે પાયા પૂરવા મંડી પડે અને પછી નાણાં ખૂટે એટલે મહેલ પૂરો કરી ન શકાય; ત્યારે લોકો તેની મશ્કરી કરે: 'આ માણસે બાંધવાનું શરૂ કર્યું, અને એનાથી પૂરું કરી શકાયું નહિ.' અથવા કોઈ રાજાને બીજા રાજા સાથે લડાઈ કરવી હોય, તો એમાં કેટલાં માણસ જોઈશે, શાં સાધન જોઈશે ને કેટલો ખરચ થશે એવી એવી બાબતોની ગણતરી કર્યા સિવાય ઊંધું ઘાલીને વગર વિચાર્યે તે લડવા દોડી જશે ખરો ? અથવા સામાવાળિયાનું લશ્કર કેટલું છે તેની ખબરે ય પડી ન હોય, તે પાસે પણ આવ્યો ન હોય, તેની સાથે એકાદ ઝપાઝપી થઈને તેના બળની અજમાયેશ પણ કરાઈ ન હોય, ત્યાર પહેલાં જ શું પેલો રાજા એને ખબર કહેવરાવે કે ભાઈ, મારે લડાઈ કરવી નથી, હું હાર્યો અને આપણે સમાધાન કરીએ ?

'(જેમ એમને ત્રેવડવું પડે છે, તેમ મારી પાછળ આવનારાંને પહેલેથી ત્રેવડવાની ખાસ જરૂર છે). તમારામાંથી જે પોતાનું સર્વસ્વ નહિ ત્યજે, તે મારો શિષ્ય નહિ થઈ શકે. નમક છે તો સારું, પણ નમક પોતે પોતાની 'ફોરમ' છોડી દે તો પછી રસોઈમાં નાંખવું શું ? એવું નમક નથી ઉપયોગનું માણસને કે નથી કામનું ઊકરડામાં. એને તો ફેંકી દેવું પડે. જેને સાંભળવાને કાન છે તે સાંભળે.'

# ખોવાયેલું ઘેટું

ઈશુએ બધા પાપીઓને પોતાની પાસે ભેગા કર્યા, એટલે એ જોઈને પંડિતો ને શાસ્ત્રીઓ બબડવા લાગ્યા: 'આ માણસ પાપીઓને સત્કારે છે ને તેમની સાથે ખાય છે, પીએ છે.'

આ સાંભળીને ઈશુએ તેમને એક વાત કરી:

'પોતાની પાસે સો ઘેટાં હોય, ને એમાંથી એક ખોવાઈ ગયું હોય; તો બાકીનાં નવ્વાણુંને મૂકીને પેલા ખોવાઈ ગયેલા એક ઘેટાને ખોળવા અને પાછું લઈ આવવા માટે તમારામાંથી કોણ નહિ જાય વારુ? જ્યારે એને એ જડે છે, ત્યારે આનંદથી ઊભરાતા હૃદયે તેને તે પોતાના ખભા ઉપર મૂકે છે; અને જ્યારે તે (તેને લઈને) ઘેર આવે છે ત્યારે તે સ્નેહીઓને અને પડોશીઓને બોલાવે છે અને કહે છે: (મારા આનંદમાં ભાગ લો) મારી સાથે આનંદો, કારણ કે જે ઘેટું ખોવાયું હતું તે ઘેટું મને જડયું છે.

'હું તમને કહું છું કે એ જ રીતે પસ્તાવો કરનારા એક પાપીને માટે સ્વર્ગમાં આનંદ થશે; બાકીના નવ્વાણું પુણ્યશાળીઓ કે જેમને પસ્તાવાની જરૂર નથી, તેમને માટે આનંદ થશે તેના કરતાં વધારે આનંદ પસ્તાવો કરનારા પેલા એક પાપીને માટે થશે (કારણ કે પેલા નવ્વાણું તો ઘેર જ હતા, પણ પેલો એક તો ખોવાઈ ગયેલો હતો, અને ઘણી શોધ પછી ઘેર આવ્યો હતો).'

# ઉડાઉ દીકરો

**એક** જણને બે દીકરા હતા. તેમાંના નાનાએ પોતાના બાપને કહ્યું : 'બાપા, મારે ભાગે આવતી મિલકત મને આપો.' એટલે બાપે પોતાની મિલકત તેમને વહેંચી આપી.

પછી થોડેક દહાડે પેલા નાના દીકરાએ બધી મિલકત ભેગી કરી અને બધું સાથે લઈને તે દૂર દેશ ગયો. ત્યાં તેણે છાકટાપણામાં બધું ઉડાવી દીધું.

જ્યારે તે બધું ય ઉડાવી રહ્યો, ત્યારે ભારે દુકાળ પડ્યો, અને એને ખાવાના સાંસા પડ્યા. પછી તે એક જણને ઘેર નોકર રહ્યો. તે તેને પોતાના ખેતરમાં ભૂંડ ચારવા મોકલતો. (એનો ભૂખમરો એટલો સખત હતો કે) ભૂંડ જે ભૂસું ખાતાં તે ભૂસું ખાઇને પેટ ભરવા માટે પણ તે તલપાપડ થઈ જતો; પણ કોઈ તેને ખાવાનું આપતું નહોતું.

જ્યારે તેને ભાન આવ્યું (છાકટાપણામાંથી જ્યારે તે જાગ્યો) ત્યારે તેને વિચાર આવ્યો :

'મારા બાપના કેટલાય નોકરોને ખાવા માટે પૂરતા રોટલા મળે છે એટલું જ નહિ, પણ ખાતાં ખાતાં રોટલા વધી પડે છે; અને અહીં હું ભૂખે મરું છું! હવે હું ઊઠીશ, અને મારા બાપ પાસે જઈશ, ને તેને કહીશ: 'બાપા, મેં તમારી વિરુદ્ધ ઈશ્વરની સામે પાપ કર્યું છે, અને તમારો દીકરો કહેવરાવવાને હું લાયક નથી; મને તમારો એક નોકર બનાવો.' તે ઊઠ્યો અને પોતાના બાપ પાસે આવ્યો. પણ જ્યારે તે હજી તો ઘેરથી ઘણે દૂર હતો ત્યારે તેને જોઈને તેના

બાપને તેના પર દયા આવી. (તેથી) તેણે દોડી જઈને તેને પોતાને ગળે લગાડયો અને ચુંબન કર્યાં.

દીકરે બાપને કહ્યું: 'બાપા, તમારી વિરુદ્ધ મેં સ્વર્ગની સમક્ષ પાપ કર્યું છે, અને તમારો દીકરો કહેવરાવાને હું હવે લાયક રહ્યો નથી.'

પણ બાપે નોકરોને કહ્યું: 'સૌથી સારાં વસ્ત્ર લાવો, અને એને તે પહેરાવો. તેને હાથે વીંટી અને તેને પગે જોડા પહેરાવો. સૌથી ઉત્તમ ભોજન તૈયાર કરો. એ આપણે જમીએ ને આનંદીએ; કારણ કે મારો આ દીકરો મરી ગયો હતો, અને હવે તે પાછો જીવતો થયો છે; તે ખોવાયો હતો, અને હવે જડયો છે.' આમ તેઓ આનંદ કરવા લાગ્યા.

આ વખતે મોટો દીકરો ખેતરમાં હતો. જ્યારે તે પાછો ફર્યો અને ઘર નજીક આવ્યો ત્યારે તેણે નાચગાન સાંભળ્યાં. તેણે નોકરને બોલાવીને પૂછ્યું: 'આજે શું છે?'

નોકરે કહ્યું: 'તમારા ભાઈ આવ્યા છે, અને તમારા બાપે ઉત્તમ ભોજન તૈયાર કરાવ્યું છે; કારણ તે સાજાસમા ઘેર આવ્યા છે.'

(આ સાંભળીને) મોટાભાઈને ગુસ્સો ચડયો, અને તે ઘરમાં ગયો નહિ; તેથી તેના બાપે તેની પાસે જઈને તેને ઘરમાં આવવા વિનવ્યો. તેણે તેના બાપને કહ્યું: 'જુઓ, આટ-આટલાં વરસથી હું તમારી ચાકરી કરું છું, તેમ જ મેં તમારી આજ્ઞા એક પણ વખત કદી ઉથાપી નથી; છતાં તમે મને કદી જમણ આપ્યું નથી કે જેથી હું મારા મિત્રોને બોલાવીને તેમની સાથે આનંદ કરી શકું; પણ આ ભાઈ-

સાહેબ, તમારી બધી મિલકત ઉડાવી દઈને જેવા આવ્યા કે તરત જ તમે તેને માટે ઉત્તમ ભોજનની મિજબાની ગોઠવી!'

એટલે બાપે તેને જવાબ આપ્યો: 'બેટા, તું તો હમેશાં મારી સાથે જ છે, ને મારી પાસે જે કંઈ છે તે તારું છે. આ પ્રસંગે આપણે આનંદીએ અને ખુશી મનાવીએ એ જ ઉત્તમ છે, કારણ કે આ તારો ભાઈ મરી ગયો હતો તે હવે જીવતો થયો છે; તે ખોવાયો હતો, અને હવે જડ્યો છે.'

## એને ઘણી મિલકત હતી

**એક** જણ દોડતો આવ્યો, ઈશુને પગે લાગ્યો ને પૂછવા મંડ્યો: 'સંત પુરુષ, મને શાશ્વત જીવન મળે એની ખાતર મારે શું કરવું?'

ઈશુએ તેને કહ્યું: 'તું મને સંત (સારો) શાથી કહે છે? એક સિવાય (જગતમાં) બીજું કોઈ સંત નથી, અને એ એક તે છે પ્રભુ. તું આજ્ઞાઓ જાણે છે?'

તેણે કહ્યું: 'બાપજી, હું મારી જુવાનીમાંથી શાસ્ત્રાજ્ઞાઓ મુજબ વર્તતો આવ્યો છું.'

પછી ઈશુએ તેના તરફ નિહાળીને તેના પર પ્રેમ કર્યો ને કહ્યું: 'તારામાં એક બાબતની ઊણપ છે. પાછો જા, તારી પાસે જે કંઈ હોય તે વેચી દે, અને જે કંઈ ઊપજે તે બધું ગરીબોને આપી દે. એટલે તને સ્વર્ગમાં ખજાનો મળશે; પછી પાછો આવ, વધસ્તંભ લે અને મારી પાછળ ચાલ.'

પણ એ તો આથી દિલગીર થયો અને દુ:ખી થતો ચાલ્યો ગયો, કારણ કે તેને ઘણી મિલકત હતી.

ઈશુએ આસપાસ જોઈને પોતાના શિષ્યોને કહ્યું : ‘ જેમની પાસે પૈસો છે તેઓને પ્રભુના રાજ્યમાં પ્રવેશ કરવાનું કેટલું બધું મુશ્કેલ છે ! ’

એના આ શબ્દોથી શિષ્યોને નવાઈ લાગી. પણ ઈશુએ તેમને કહ્યું : ‘ વત્સો, જેઓ પૈસામાં વિશ્વાસ કરે છે તેમને પ્રભુના રાજ્યમાં પેસવાનું જેટલું સહેલું છે, તેના કરતાં વધારે સહેલું ઊંટને સોયના નાકામાંથી પસાર થવાનું છે. ’

શિષ્યોને અસામાન્ય અચંબો થયો, ને તેઓ માંહોમાંહે કહેવા લાગ્યા : ‘ ( જ્યારે એમ છે) ત્યારે કોનો ઉદ્ધાર થવાનો ? ’

અને ઈશુએ તેમને જોઈને ( તેમના વિચારો કળી જઈને ) કહ્યું : ‘ માણસો માટે તે ભલે અશક્ય હોય, પણ પ્રભુ માટે તેમ નથી, કારણ કે પ્રભુને બધું શક્ય છે. ’

## છેલ્લો તે પહેલો ને પહેલો તે છેલ્લો

**પછી** પિતરે પૂછ્યું: ‘ જુઓ, અમે બધું છોડ્યું છે, અને તમારી પાછળ આવ્યા છીએ, તેથી અમને શું મળશે ? ’

ઈશુએ તેમને કહ્યું : ‘ હું તમને સાચે જ કહું છું કે તમે જે મારી પાછળ આવ્યા છો તેઓ પણ જ્યારે માનવપુત્ર કીર્તિની ગાદી પર બેસશે ત્યારે તેની સાથે બેસશે. જેણે જેણે ઘર છોડ્યું છે, અથવા ભાઈબહેન, માબાપ, બૈરાંછોકરાં, જરજમીન વગેરે મારે નામે છોડ્યાં છે, તેમને અનંત જીવન

મળશે. પણ જે પહેલા છે તેમાંથી ઘણા છેલ્લા થશે, અને જે છેલ્લા છે તેમાંથી ઘણા પહેલા થશે. કારણ કે સ્વર્ગનું રાજ્ય એક ઘરધણીની સાથે સરખાવાય છે: તે પોતાના ખેતર માટે સવારમાં વહેલો મજૂરો લેવા ગયો. તેણે તેમની સાથે જણદીઠ દહાડાનો એક આનો ઠરાવ્યો અને તેમને ખેતરમાં કામ કરવા મોકલી દીધા.

પછી આઠ વાગ્યે તે ફરી ગયો, અને તેણે બજારમાં કેટલાક મજૂરોને ઠાલા ઊભેલા જોયા. તેણે તેમને કહ્યું: 'તમે પણ મારા ખેતરમાં કામ કરવા જાઓ અને જે કંઈ વાજબી હશે તે હું તમને આપીશ.' અને તેઓ પણ કામ પર ચડી ગયા.

ફરી પાછો તે નવ વાગ્યે ને દશ વાગ્યે ગયો, ને તેણે તે મુજબ જ કર્યું. પછી તેણે બાર વાગ્યે જઈને જોયું તો બીજાને ઠાલા ઊભેલા જોયા. તેણે તેમને પૂછ્યું: 'તમે બધા અહીં આખો દહાડો કેમ ઊભા થઈ રહ્યા છો?' તેમણે જવાબ આપ્યો: 'કારણ કે અમને કોઈએ દહાડીએ લીધા નથી.' તે તેમને કહે છે: 'તમે પણ જાઓ મારા ખેતરમાં કામ કરવા અને જે વાજબી હશે તે તમને આપીશ.'

પછી દિવસ પૂરો થયે પેલા ખેતરના ધણીએ પોતાના નોકરને બોલાવીને કહ્યું: 'મજૂરોને બોલાવો, અને તેમને તેમની મજૂરી ચૂકવી દો. છેલ્લેથી શરૂ કરીને પહેલે સુધી આપજો.'

પછી જ્યારે મજૂરો આવ્યા ત્યારે જેઓ બપોરે આવ્યા હતા તેમને એક આનો આપવામાં આવ્યો. પણ જે સવારમાં

સૌથી પહેલા કામ પર ચડ્યા હતા, તેઓ જ્યારે આવ્યા ત્યારે તેમણે ધાર્યું કે આપણને વધારે મળશે; પણ તેમને ય આનો જ અપાયો. પછી તો તેઓ ઘરધણીની સામે બબડવા લાગ્યા, કે છેલ્લા આવેલાઓ માત્ર કલાક જ કામ કર્યું છે છતાં તેમને તમે એક એક આનો આપ્યો છે, એટલે અમે સવારથી ખરા તાપમાં મજૂરી કરીને મરી ગયા તેમની સાથે તમે એમને મૂક્યા!'

પણ ઘરધણીએ એકને જવાબ આપ્યો: 'દોસ્ત, હું તને અન્યાય કરતો નથી; તેં મારી સાથે એક આનામાં કામ કરવાનો કરાર કર્યો નહોતો? તો જે તારું છે તે લે ને રસ્તો પકડ. આ છેલ્લા આવેલાને પણ હું તને આપું છું તે જ આપું છું. જે મારું છે, તે આપવાનો મને હક નથી?

'તેથી છેલ્લા પહેલા થશે ને પહેલા છેલ્લા થશે; કારણ કે બોલાવાશે ઘણા, પણ પસંદ કરાશે થોડાક.'

## વિધવાની કોડી

ઈશુ દાનની પેટી પાસે બેઠો હતો, અને લોકો તેમાં પાઈપૈસો જે કાંઈ નાંખતા હતા તે જોતો હતો. જે પૈસાદાર હતા તેમાંથી ઘણા ખૂબ નાંખતા હતા. પછી એક વિધવા આવી અને તેણે એક કોડી નાંખી.

તેણે પોતાના શિષ્યોને પોતાની પાસે બોલાવીને કહ્યું:

'હું તમને સાચે જ કહું છું—આ બધા લોકોએ થઈને ધર્માદાની પેટીમાં નાંખ્યું છે, તેના કરતાં વધારે આ

વિધવાએ નાંખ્યું છે; કારણ, બીજાંએ તો પોતાની વધમાંથી નાંખ્યું છે, પણ આ વિધવાએ તો પોતાના પેટમાંથી કાઢીને નાંખ્યું છે: એની પાસે ગુજરા માટે જે કંઈ નજીવી પૂંજી હતી તે બધી તેણે નાંખી છે.'

## ગિરિપ્રવચન

**ઈશુની** પાછળ ગેલિલમાંથી, યરુશાલેમમાંથી અને યરદનની પેલી બાજુના પ્રદેશમાંથી ટોળેટોળાં આવ્યાં. એમને જોઈને તે પર્વતોમાં આવ્યો ગયો, અને તેના શિષ્યો ત્યાં ગયા. તે વખતે તેણે તેમને પ્રબોધ્યા :

'જેઓ આત્માના ગરીબ છે તેઓ ધન્ય છે; કારણ સ્વર્ગનું રાજ્ય તેમનું છે.

'જેઓ શોક કરે છે તેઓ ધન્ય છે; કારણ તેમને દિલાસો મળશે.

'જેઓ નમ્ર છે તેઓ ધન્ય છે; કારણ, તેમને પૃથ્વીનો વારસો મળશે.

'જેઓને સત્યની ભૂખતરસ લાગે છે તેઓ ધન્ય છે; કારણ તેમને ધરવવામાં આવશે, તેમની ભૂખતરસ ભાગશે.

'જેઓ દયાળુ છે તેઓ ધન્ય છે; કારણ તેમને દયા મળશે.

'જેઓ હૃદયે પવિત્ર છે તેઓ ધન્ય છે; કારણ તેઓ પ્રભુનાં દર્શન કરશે.

'જેઓ શાન્તિસ્થાપકો છે તેઓ ધન્ય છે, કારણ તેઓ પ્રભુનાં બાળક કહેવાશે.

'જેઓ સત્યને વળગી રહેવા ખાતર સતાવાય છે તેઓ ધન્ય છે; કારણ, સ્વર્ગનું રાજ્ય તેમનું છે.

'જ્યારે લોકો મારી ખાતર તમને ગાળો દે અને સતાવે, તથા તમારી વિરુદ્ધ દરેક જાતની ખોટીખોટી વાતો કરે, ત્યારે તમે ધન્ય છો.

'આનંદો અને ખૂબ ખુશ થાઓ; કારણ સ્વર્ગમાં તમને મળવાનો બદલો મોટો છે. આવી જ રીતે લોકોએ તમારી પહેલાંનાને પણ સતાવ્યા છે.

'તમે દુનિયાનું નમક છો, પણ નમક પોતે જ પોતાની ફોરમ છોડી દે તો પછી એની એ ફોરમ લાવવી ક્યાંથી? એવું નમક કશાય કામનું નથી, એને તો ફેંકી દેવું જોઈએ અને એ લોકોના પગ નીચે કચડાઈ જવું જોઈએ.

'તમે દુનિયાનો પ્રકાશ છો. ટેકરી ઉપર બાંધેલું શહેર (લાખ ઉપાયે) છૂપું રહે નહિ. લોકો દીવો સળગાવીને હાંલ્લીમાં મૂકતા નથી, પણ તેઓ તો તેને દીવી ઉપર મૂકે છે, અને તે દીવો આખા ઘરને અજવાળું આપે છે. તમારો દીવો પણ લોકોની સમક્ષ એવો પ્રકાશવા દો કે જેથી તેઓ તમારાં ભલાં કામ જુએ અને સ્વર્ગમાંના તમારા બાપનો યશ ગાય.

'હું કાયદાનો (કુદરતના કાનૂનનો) કે પયગમ્બરોનો નાશ કરવા આવ્યો છું એમ માનતા ના! હું નાશ કરવા નથી

આવ્યો પણ પરિપૂર્ણ કરવા આવ્યો છું. હું તમને સાચેસાચ કહું છું કે પૃથ્વી પર અને સ્વર્ગમાં રજમાત્ર ચીજ એવી નથી કે જે પરિપૂર્ણ થયા વિના કાનૂનમાંથી છટકી જાય. તેથી પ્રભુની આજ્ઞાઓ (ઋત અથવા કુદરતના કાનૂનો) માંથી નજીવીમાં નજીવીનો પણ જે કોઈ ભંગ કરશે, અને લોકોને તેમ કરવાનું શીખવશે, તે સ્વર્ગના રાજ્યમાં નજીવું બનશે (એને માટે સ્વર્ગના રાજ્યમાં સ્થાન નહિ હોય); પણ જે કોઈ તેનો અમલ કરશે અને તેમ કરવા બીજાને શીખવશે તે સ્વર્ગના રાજ્યમાં મોટું ગણાશે.

'પ્રાચીન સમયમાં કહેવાયેલું તમે સાંભળ્યું હશે—તું ખૂન કરતો ના. જે ખૂન કરશે તે ન્યાયના ભયમાં પડશે (તેનો ન્યાય થશે). પણ હું તો તમને કહું છું (ખૂન કરવાની વાત તો બાજુ પર રહી પણ)—જે કોઈ પોતાના ભાઈ સાથે વગર કારણે ગુસ્સે થશે, તે પણ ન્યાયના ભયમાં મુકાશે. (તેનો ન્યાય થશે). તમારું નૈવેદ્ય મંદિરમાં લાવો, અને ત્યાં આગળ તમારા મનમાં આવે કે તમારા ભાઈને તમારી સામે કંઈક વિરોધ છે તો તમારું એ નૈવેદ્ય પહેલું ત્યાં રહેવા દો ને પાછા જાઓ. પહેલો તમારા ભાઈ સાથે મેળ કરો, ને પછી નૈવેદ્ય ધરો. જ્યાં સુધી તમારો વેરી તમારી સાથે છે (વિફર્યો નથી) ત્યાં સુધી તમે તેની સાથે મેળ ખવરાવી દો, નહિ તો પછી તે ન્યાયાધીશને તમારી સુપ્રત કરશે, ને ન્યાયાધીશ તમને સોંપશે તેના અમલદારોના હાથમાં ને તમે નંખાશો કેદમાં. હું તમને સાચે જ કહું છું કે જ્યારે એમ થશે ત્યારે પાઈએ પાઈ ચૂક્તે કર્યા સિવાય તમે એમાંથી છૂટી શકશો નહિ.

'વળી પ્રાચીન સમયમાં એમ કહેવાયેલું તમે સાંભળ્યું છે કે તું તારી જાતના સોગન ખાતો ના, પણ પ્રભુના સોગન ખાજે. પણ હું તો તમને કહું છું કે સોગન જ ખાતા ના! સ્વર્ગના નહિ, કારણ કે તે પ્રભુનું સિંહાસન છે. પૃથ્વીના નહિ, કારણ કે તે તેનું પાદાસન છે. વળી તું તારા ગળાના સોગન પણ ખાતો ના, કારણકે એક વાળને પણ ધોળો કે કાળો કરવાની તારામાં તાકાત નથી. તમારા વ્યવહારમાં (સોગનની જરૂર જ શી છે? એવા પ્રામાણિક બનો કે તમારો બોલમાત્ર બસ થાય) 'હા' હોય તો હા કહો, ને 'ના' હોય તો ના કહો (એટલાથી જ બસ થવું જોઈએ); કારણ કે આથી જેટલું વધારે કરવામાં કે કહેવામાં આવે તે બધું પાપમાંથી આવે છે.

'એવું પણ કહેવાયેલું તમે સાંભળ્યું છે—આંખ સાટે આંખ, ને દાંત સાટે દાંત—(થાય તેવા થઈએ તો ગામ વચ્ચે રહીએ, शठं प्रति शाठ्यम् ।). પણ હું કહું છું કે પાપનો સામનો ન કરો (પાપની સામે પાપ ન કરો)! કોઈ તારા જમણા ગાલ પર લગાવે તો તેની પાસે બીજો ગાલ પણ ધર.

'કોઈ તારી સામે ન્યાયમંદિરમાં ફરિયાદ કરે અને તારી બંડી લઈ લે તો તેને તારું અંગરખું પણ દઈ દે. કોઈ તને એક માઈલ જવાની ફરજ પાડે તો તું તેની સાથે બે માઈલ જજે. તારી પાસે કોઈ કાંઈ માગે તો તું તેને તે આપજે; અને કોઈ તારી પાસે ઊછીનું લેવા આવે તો તું મોં ફેરવી દેતો ના.

'એવું કહેવાયેલું તમે સાંભળ્યું છે કે તું તારા પડોશીને ચાહજે, ને તારા દુશ્મનને ધિક્કારજે. પણ હું તમને કહું

છું—તમારા દુશ્મનને ચાહો. જેઓ તમને ગાળો દે છે તેમને તમે આશીર્વાદ આપો, જેઓ તમને ધિક્કારે છે તેમનું તમે ભલું કરો, અને જેઓ તમને સતાવે છે ને તમારા તરફ તિરસ્કારભર્યું વર્તન ચલાવે છે તેમને માટે પ્રાર્થના કરો. તમે તમારા સ્વર્ગમાંના બાપનાં બાળકની લાયકાત મેળવો. (બાપના વારસના અધિકારી થવા માટે બાપના જેવા બનવું રહ્યું). તે સૂર્યનો પ્રકાશ પાપી અને પુણ્યશાળી બંનેને માટે મોકલે છે, અને વરસાદને પ્રામાણિક કે અપ્રામાણિક બંનેને માટે વરસાવે છે (એને ઘેર કશો ભેદ નથી; એ જે આપે છે તે બધાંને કશાય વેરા આંતરા વગર આપે છે). તમને જે ચાહે તેને તમે ચાહો તેમાં તમે શું કર્યું? અને તમે તમારા ભાઈને ખાલી નમસ્કાર કરો તો તમે બીજાં કરે છે તેથી વધારે શું કર્યું? તમે પૂર્ણ થાઓ, સ્વર્ગમાંનો તમારો બાપ જેવો પૂર્ણ છે તેવા પૂર્ણ થાઓ.

'તમે લોકો જુએ તેની ખાતર દાન નહિ દેવાની કાળજી રાખો, નહિ તો સ્વર્ગમાંના તમારા બાપ પાસેથી તેનો કશો બદલો મળશે નહિ. તેથી, જ્યારે તમે દાન દો, ત્યારે જેમ દંભી લોકો મંદિરમાં, સભાઓમાં, ને રસ્તાઓમાં કે મહોલ્લાઓમાં ઢોલ વગાડીને લોકોમાં વાહવાહ કહેવરાવવા દાન દે છે તેમ તમે પણ ઢોલ વગાડીને વાહવાહ કહેવરાવવા માટે દાન દેતા ના. હું તમને સાચે જ કહું છું કે તેમને તેમનો બદલો મળી ગયો હોય છે (તેમને વાહવાહ જોઈતી હોય છે ને તે તેમને મળી ગઈ હોય છે). પણ જ્યારે તું દાન કરે, ત્યારે તારા જમણા હાથે શું આપ્યું તે તારો ડાબો હાથ

પણ ન જાણે, એટલી ગુપ્તતાથી દાન આપજે, અને તારો બાપ કે જે છૂપામાં છૂપાં કામ પણ જોઈ શકે છે, તે તને ખુલ્લેખુલ્લો બદલો આપશે.

'અને જ્યારે તું પ્રાર્થના કરે ત્યારે તું દંભી લોકોના જેવો થતો ના; કારણ, તેઓ તો જાહેર જગાઓમાં ઊભા રહીને પ્રાર્થના કરવાનું પસંદ કરે છે, કે જેથી લોકો તેમને જોઈ શકે. હું તમને સાચું કહું છું કે તેમને તેમનો બદલો મળી ગયો હોય છે (પોતે કેટલા બધા ધાર્મિક છે એવી છાપ લોકો પર પાડવી હોય છે તે પડી ગઈ હોય છે). પણ તું પ્રાર્થના કરે તો જ્યારે તું તારું બારણું બંધ કરે ત્યારે તારા બાપની પ્રાર્થના એકાંતમાં કરજે (કોઈને ખબરે ય ન પડે તેવી રીતે, તેવે વખતે ને તેવી જગાએ કરજે). અને તારો બાપ કે જે છૂપામાં છૂપી પણ વાત જુએ છે તે તને ખુલ્લેખુલ્લો બદલો આપશે.

'પણ જ્યારે તું પ્રાર્થના કરે ત્યારે નાસ્તિકોની જેમ નકામાં ચૂંથણાં ચૂંથતો ના; કારણ તેઓ એમ માને છે કે જેમ વધારે કહીએ તેમ ભગવાન વધારે સાંભળે. માટે તમે તેમના જેવા થતા ના; કારણ, તમારે શું જોઈએ છે એ તમે જીભ વડે કહો ત્યાર પહેલાં તમારો બાપ તે જાણે છે. તમે આવી પ્રાર્થના કરો:—

સ્વર્ગમાંના અમારા બાપ<br>
તારું નામ પવિત્ર થાઓ;<br>
તારું રાજ્ય આવો; સ્વર્ગની જેમ<br>
પૃથ્વીમાં (પણ) તારી મરજી કરાઓ (તારી મરજી મુજબ થાઓ).

'આજે અમને અમારો રોજનો રોટલો આપ. અને જેમ અમે અમારા દેવાદારોને માફ કરીએ છીએ તેમ તું અમારું દેવું માફ કર. અમને લાલચમાં લઈ જતો ના. અમને પાપમાંથી ઉગાર. કારણ તારું રાજ્ય, તારી સત્તા અને તારી કીર્તિ અનંત છે (નિત્ય છે).

'તમે માણસોનાં સ્ખલન માફ કરો તો તમારો સ્વર્ગમાંનો બાપ તમને પણ માફ કરે; પણ જો તમે માણસોના અપરાધ માફ ના કરો તો, તે તમારા પણ ન કરે. વળી જ્યારે તમે અપવાસ કરો ત્યારે દંભીઓની જેમ લેવાઈ ગયેલાં મોં ન કરતા, કારણ કે, એમણે અપવાસ કર્યો છે એની લોકોને ખબર પડે એટલા માટે તેઓ મોં ઉતારી નાંખે છે. હું તમને સાચું કહું છું કે તેમને તેમનો બદલો મળી ગયો છે (તેમનો અપવાસ લોકોએ જાણ્યો હોય છે—એમને એટલું જ જોઈતું હતું). પણ તું જ્યારે અપવાસ કરે ત્યારે તારું માથું ઠીકઠાક કર, ને તારું મોં ધો, કે જેથી તેં અપવાસ કર્યો છે એમ લોકોને (લગારે-ય) લાગે નહિ. અને તારો બાપ કે જે છૂપામાં છૂપું જુએ છે, તે તને ખુલ્લેખુલ્લો બદલો આપશે.

'તમારે માટે દુનિયામાં સંગ્રહ કરતા ના (અપરિગ્રહ વ્રત પાળો). એને તો કીડા ને કાટ બગાડે છે, અને ચોર ઘૂસી જઈને ચોરી જાય છે; પણ તમે સ્વર્ગમાં ખજાનો ભેગો કરો. ત્યાં કીડા કે કાટ તેને બગાડતાં નથી. અને ચોર ઘૂસી જઈને ચોરી જતા નથી. જ્યાં તમારો ખજાનો ત્યાં તમારું હૃદય પણ રહેવાનું (દુનિયામાં તમારો ખજાનો હોય તો તમારું મન દુનિયામાં અને સ્વર્ગમાં તમારો ખજાનો હોય તો તમારું મન સ્વર્ગમાં રહેવાનું).

'શરીરનું અજવાળું આંખ છે. તેથી જો તારી આંખ નરી હશે (વિકાર વિનાની હશે) તો તારું આખું શરીર અજવાળાથી ભરેલું હશે. પણ જો તારી આંખ બગડેલી હશે (વિકારી હશે) તો તારું આખું શરીર અંધારાથી ભરેલું હશે.

'કોઈ માણસ બે માલિકની નોકરી બજાવી શકે નહિ, કારણ કે કાં તો તે એકને ચાહશે ને બીજાને ધિક્કારશે; અથવા તો બીજાને વળગશે ને પહેલાને તિરસ્કારશે. તમે પ્રભુ અને પૈસો બંનેની નોકરી ન કરી શકો.

'તેથી હું તમને કહું છું—તમારા જીવનનો વિચાર કરતા ના: હું શું ખાઈશ, હું શું પીશ (એનો વિચાર કરતા ના). તમારા શરીરનો પણ વિચાર કરતા ના: હું શું પહેરીશ (તેનો વિચાર કરતા ના). હવાનાં પક્ષી જુઓ; તેઓ નથી વાવતાં કે નથી લણતાં કે નથી ખળામાં ભેગું કરતાં; છતાં તમારો સ્વર્ગમાંનો બાપ તેમને ખવરાવે છે. તમે તેમના કરતાં વધારે કીમતી છો. તમારામાંથી કોણ ચિંતા કરીકરીને પોતાના કદમાં તલપૂર પણ વધારો કરી શકે એમ છે?

'અને તમારે વસ્ત્રોની ચિંતા શા માટે કરવી? ખેતરનાં ફૂલ જુઓ, તે કેવાં ઊગે છે!— તે નથી મહેનત કરતાં કે નથી કાંતતાં, અને છતાં (હું તમને કહું છું) આ ફૂલોમાંથી એકાદ ફૂલને પણ જેવા સાજ સજાવાય છે, તેવા સુંદર સાજ સુલેમાને પોતાના ભારે દબદબામાં પણ ધારણ કર્યા નહોતા. જે ઘાસ આજે છે ને આવતી કાલે ભઠ્ઠીમાં બળી મરવાનું છે, તે ઘાસને જ્યારે પ્રભુ આવા સાજ સજાવે છે ત્યારે ઓ ઓછી શ્રદ્ધાનાં માનવીઓ, શું એ તમને

(તેના કરતાં) વધારે સાજ નહિ સજાવે ? માટે ચિંતા કરતા ના. હું શું ખાઇશ ? હું શું પીશ ? હું શું પહેરીશ ? (એની ચિંતા કરતા ના), કારણ તમારે આ બધી ચીજોની જરૂર છે એમ સ્વર્ગમાંનો તમારો બાપ જાણે છે. પણ સૌથી પહેલું તમે પ્રભુનું રાજ્ય અને સત્યનિષ્ઠા શોધો (મેળવો), એટલે આ બધી ચીજો તમને મળશે (તમારી પાસે દોડતી આવશે).

'માટે આવતી કાલની ચિંતા કરતા ના, કારણકે આવતી કાલ પોતાની ચિંતા પોતે જ કરી લેશે (તેની ચિંતા તમારે કરવાની જરૂર નથી). જે દિવસનું જે મળે તે દિવસ માટે તે પૂરતું છે.

'ન્યાય કરતા ના (કોઈના ન્યાયાધીશ, પંચાતિયા બનતા ના), કે જેથી તમારો ન્યાય ના થાય; કારણ, તમે જે માપથી ન્યાય કરશો તે માપથી તમારો ન્યાય થશે. અને તમે જે ગજથી માપીને બીજાને આપશો તે ગજથી માપીને તમને પણ આપવામાં આવશે.

'તારા ભાઈની આંખમાં નાની કણી છે તે શા માટે જુએ છે ? તારી આંખમાં મોટો મોભ છે તે કેમ વિચારતો નથી ? અને તું તારા ભાઈને કેવી રીતે કહેશે કે તારી આંખમાંથી મને કણી કાઢવા દે ! કારણ, તારી આંખમાં તો મોટો મોભ છે ! અરે દંભી, પ્રથમ તો તારી પોતાની આંખમાંથી મોભ કાઢી નાંખ, અને ત્યાર પછી તારા ભાઈની આંખમાંથી કણી કાઢવાનું સૂઝશે (તેમ કરવા માટે તું બરાબર જોઈ શકશે).

'માગો, અને તમને તે અપાશે. શોધો અને તમને તે મળશે. ઠોકો અને તમારે માટે તે ઉઘાડાશે. કારણ જે કોઈ

માગે છે તેને તે મળે છે, જે શોધે છે તે મેળવે છે, અને અને ઠોકે છે તેને માટે ઉઘાડાય છે.

'છોકરો રોટલો માગે ને બાપ તેને પથરો આપે એવો બાપ તમારામાંથી કોણ છે? તમે પોતે પાપી હોવા છતાં તમારાં છોકરાંને સારું આપવાનું જાણો છો; ત્યારે તમારામાંથી જેઓ સ્વર્ગમાંના બાપની પાસેથી માગે તેમને તે કેટલું બધું વધારે સારું આપે?!

'તેથી, લોક તમારે માટે જેમ કરે એમ તમે ઈચ્છતા હો તેમ તમે પણ લોકો પ્રત્યે કરો.

'તમે સાંકડે દરવાજેથી પ્રવેશ કરો; કારણ વિનાશમાં લઈ જનાર દરવાજો પહોળો છે, ને માર્ગ મોકળો છે. અને એ માર્ગે જનારા ને એ દરવાજામાં પેસનારા ઘણા છે. જીવનમાં લઈ જનાર દરવાજો સાંકડો છે, ને માર્ગ પણ સાંકડો છે; અને એ માર્ગ જેમને જડે તે થોડા છે.

'ખોટા પ્રબોધકોથી ચેતતા રહો. તેઓ તમારી પાસે ઘેટાંના રૂપમાં આવે છે, પણ અંદરખાનેથી ભૂખ્યાં વરુ છે. તમે તેમને તેમનાં ફળ પરથી પારખી શકશો. લોકો કાંટા પરથી દ્રાક્ષ ભેગી કરે છે, અથવા ઝરડાં પરથી અંજીર ઉતારે છે? એવી જ રીતે સારું ઝાડ સારાં ફળ આપે છે, પણ ખરાબ ઝાડ ખરાબ ફળ આપે છે. સારું ઝાડ ખરાબ ફળ પેદા કરી શકે જ નહિ, તેમજ ખરાબ ઝાડ સારું ફળ પણ પેદા કરી શકે નહિ. જે ઝાડ સારું ફળ પેદા કરી શકતું નથી તે ઝાડ કાપી નંખાય છે, અને દેવતામાં નાંખી બાળી મુકાય છે. માટે તેમનાં ફળથી તમે તેમને ઓળખશો.

'જે મને માલિક માલિક, પ્રભુ પ્રભુ કહે છે તે દરેક જણ સ્વર્ગના રાજ્યમાં પ્રવેશ કરી શકશે નહિ, પણ જે મારા બાપની ઇચ્છા મુજબ કામ કરે છે તે દરેક જણ સ્વર્ગના રાજ્યમાં પ્રવેશ કરી શકશે. તે દિવસે ઘણા કહેશે—પ્રભુ, પ્રભુ, અમે તારે નામે ભવિષ્ય ભાખ્યાં નથી? તારે નામે ભૂત કાઢયાં નથી? અને તારે નામે ઘણાય ચમત્કારો કર્યા નથી? પણ ત્યારે હું તેમને કહીશ—મેં તમને કદી જાણ્યા જ નથી; તમે મારી પાસેથી દૂર થાઓ.

'માટે જેઓ મારાં આ વચન સાંભળે છે, અને તે મુજબ કરે છે, તેમને હું એક ડાહ્યા માણસ સાથે સરખાવીશ. તેણે પોતાનું ઘર ખડક પર બાંધ્યું; અને પછી વરસાદ આવ્યો, પૂર ચડયાં, પવન ફુંકાયો, અને તેના સપાટા ઘરને લાગ્યા; પણ તે પડયું નહિ, કારણ કે તેનો પાયો ખડક પર હતો. અને જે માણસ મારાં આ વચન સાંભળે છે, ને તે મુજબ કામ કરતો નથી, તે માણસ એક મૂર્ખ માણસ સાથે સરખાવાશે. એણે પોતાનું ઘર રેતી પર બાંધ્યું. પછી વરસાદ આવ્યો; પૂર ચડયાં, પવન ફુંકાયો, અને તેના સપાટા ઘરને લાગ્યા; એટલે એ પડયું અને એનું પતન પણ ભારે હતું.'

જ્યારે ઈશુએ આ વચન પૂરાં કર્યાં, ત્યારે લોકો તેના આ સિદ્ધાંતોથી નવાઈ પામ્યા, કારણ કે તેણે તેમને શાસ્ત્રીઓની જેમ કહ્યું નહોતું, પણ જેને કહેવાની સત્તા મળી છે એવા અધિકારી તરીકે કહ્યું હતું (ધર્મશાસ્ત્ર અમુક કહે છે માટે તમે આમ કરો ને તેમ કરો એમ તેણે કહ્યું નહિ; પણ હું તમને કહું છું અને તમે તે મુજબ કરો એમ તેણે કહ્યું).

## ઉપસંહાર

ઈશુએ આ રીતે જે શબ્દો કહેલા તે બધા મળીને આવીશ હજાર છે. દુનિયાએ સાંભળેલા ડાહ્યામાં ડાહ્યા અને સુંદરમાં સુંદર એ શબ્દો છે.

આ શબ્દો સાદા, ભોળા લોકો સમક્ષ ખેતરોમાં ખુલ્લા આકાશ નીચે બોલાયા હતા. આજે તો આ શબ્દોને રહસ્યમાં મઢવામાં આવે છે, તો પણ તેનો સંદેશો તો સાદો જ હતો. તેણે તો લોકોને એમ માનવાનું કહ્યું કે 'પ્રભુ આપણુ સર્વનો બાપ છે, અને તેની સાથે આપણા હૃદયને બરાબર ગોઠવી દઈએ તો દુનિયામાં બધું આપોઆપ જ (બરાબર) ગોઠવાઈ જાય, અને સારું જ થાય. આપણે સાચું જ કરવું જોઈએ, સત્યને ચાહવું જોઈએ, નમ્રતાથી ફરવું જોઈએ, અને દયા દાખવવી જોઈએ.'

એણે જે જે વાતો કરી છે તે પરથી આપણે જાણી શકીએ છીએ કે તેણે સામાન્ય લોકોનું એટલે ગરીબોનું જીવન ગાળ્યું હતું. જ્યારે એ કોઈ વાત કહેતો ત્યારે તેના વિચાર શાન્ત અને ગરીબ લોકોનાં કાર્યની આસપાસ ભેગા થતા. આપણને ખાતરી છે કે તે દરેક જીવંત ચીજને ચાહતો હતો. ગામડાંનાં દશ્યોમાં ને ગામડાંની રીતભાતોમાં તેને ઘણો આનંદ આવતો. અને તેની આજુબાજુની કુદરત સાથે તેનું હૃદય સમભાવથી ધડકતું હતું.

છતાં આપણે એ પણ જાણીએ છીએ કે તેનામાં તે યુગનું ભણતર પણ હતું. તે કોઈ પણ યહૂદી શાસ્ત્રગ્રંથ

લઈને શ્રૂહેલાઈથી વાંચી શકતો. આપણે જાણીએ છીએ કે એકાંતમાં જઈને ચિંતવન કરવાની કિંમત તેણે અનુભવી હતી. તે પોતાની જાતને એકાંતમાં રાખતો, અને આ દુનિયાની નહિ એવી બાબતોનું ચિંતવન કરતો.

ઈશુએ કહ્યું છે: 'સ્વર્ગનું રાજ્ય તમારી અંદર છે.' અને એણે જે સુંદર વચનો કહ્યાં તેનો સીધો અર્થ પણ આ જ છે.

## ૫

# છેલ્લા દિવસ

## સૌથી વધારે શોકભર્યા દિવસ

**આપણે** હવે દુનિયાના ઇતિહાસમાં સૌથી શોકભર્યા દિવસો પાસે આવી પહોંચીએ છીએ. યરુશાલેમમાં ઈશુનો સત્કાર થાય છે રાજા તરીકે ને તેનો વધ કરાય છે એક ચોર ડાકુની જેમ !

તેના જાહેર જીવનનાં ત્રણ વરસની ભાંગીતૂટી જ નોંધ આપણને મળે છે, તો પણ તેના છેવટના દિવસોની પૂરી વાત આપણને મળે છે. તેના દુશ્મનો બળવાન બન્યા હતા, અને એના બાર શિષ્યોમાંથી એક જણ તેનો દ્રોહ કરવાને રાજી હતો. ગાલીલના આ ગામડિયાએ તેમના જૂના ધર્મવિધિઓને તરછોડવાની હિંમત કરી હતી અને મૂસાના કડક કાયદા મુજબ કાંટે તોળીને ન્યાય આપનાર પ્રભુને બદલે પોતાના બાળકને ચાહનાર વત્સલ બાપ તરીકે પ્રભુનું દર્શન તેણે તેમની સમક્ષ રજૂ કર્યું હતું, તેથી મંદિરના ધર્માચાર્યો તેની ઉપર ભારે ધૂંધવાયા હતા.

તેઓ તેમના જૂનાપુરાણા વિધિનિષેધોને વળગી રહ્યા. તેણે તેમને રોમનોની અદાલતમાં આણ્યો, અને યહૂદી કાનૂનો વિરુદ્ધ અપરાધ કરે છે એવો આરોપ તેના પર મૂકીને

રોમ પાસેથી ન્યાયની માગણી કરી. રોમન સામ્રાજ્યને અમર યશ મળ્યો છે કે તેના ન્યાયાધીશોએ તેનામાં કોઈ અપરાધ જોયો નહિ. જે કેદીએ કોઈ ગુનો કર્યો નહોતો તેને સજા કરવાની રોમના ન્યાયાધીશોએ ઘસીને ના પાડી.

પણ રોમ ધર્માંધતા નભાવી લેતું હતું. ધર્મની બાબતમાં જનસમૂહને જે કરવું હોય તે કરવા દેવાના રિવાજને રોમે કબૂલ રાખ્યો હતો, અને એ મુજબ ઈશુને દુશ્મનોના હાથમાં સોંપવામાં આવ્યો. તેઓ તેને 'કેલ્વેરી'ની ટેકરી પર લઈ ગયા, અને ત્યાં તેમણે તેને બે ચોરોની વચ્ચે વધસ્તંભ પર ખીલાથી જડી દીધો.

તેમણે કહ્યું: 'હાશ, હવે પત્યું! જેણે યહૂદીઓના ધર્મને ઊખેડ્યો હતો તે પોતે જ ઉખેડાયો.' પરંતુ ખરું જોતાં એ મર્યો નહોતો, પણ યહૂદીઓનો ધર્મ મરવાનો હતો; રોમન સામ્રાજ્ય પોતે જ ચાલ્યું જવાનું હતું. કેલ્વેરી ઉપર દુનિયાનો દીવો બુઝાઈ ગયો નહોતો. એ તો એવા પ્રકાશથી દીપી ઊઠ્યો હતો કે જે પ્રકાશ કદી ઝાંખો પડે જ નહિ. માણસો ને રાષ્ટ્રો આવે છે ને જાય છે, પણ દિવસે દિવસે એ તો તેજ થતો જાય છે.

## માત્થીએ કહ્યા મુજબ

જેઓ ઈશુની વિરુદ્ધ હતા તેઓ તેને કોઈ પણ રીતે કાયદાની ચુંગાલમાં લાવવા મથતા હતા. એક દિવસ ફરોશીઓએ આવા ઈરાદાથી તેની પાસે જઈને પૂછ્યું: 'બાપજી,

અમે જાણીએ છીએ કે તમે સાચા છો, અને સત્યતાથી પ્રભુનો માર્ગ શીખવો છો, તેમ જ કોઈની પરવા કરતા નથી. તો તમે આ સંબંધે શું વિચારો છો તે અમને કહો. સીઝરને ખંડણી ભરવી એ કાયદેસર છે કે નહિ ?'

ઈશુએ કહ્યું : 'અરે દંભીઓ, મને શા માટે પૂછો છો ? મને ખંડણીનો સિક્કો બતાવો.'

પછી તેમણે તેની પાસે સિક્કો આણ્યો, એટલે તેણે પૂછ્યું : 'સિક્કા પર આ મૂર્તિ છે ને લખાણ છે તે કોનાં છે ?'

તેમણે કહ્યું : 'સીઝરનાં.'

ત્યારે તેણે ઉત્તર આપ્યો : 'જે સીઝરનું હોય તે સીઝરને આપો ને જે દેવનું હોય તે દેવને આપો' આ સાંભળીને તે ચકિત થયા ને રસ્તો માપી ગયા.

## નવું ફરમાન

જ્યારે લોકોએ જાણ્યું કે ફસાવનારાઓને ઈશુએ ચૂપ કરી દીધા ત્યારે તેમનામાંથી એક કાયદાબાજે જઈને પૂછ્યું : 'કાયદામાં સૌથી મોટું ફરમાન કયું છે ?'

ઈશુએ તેને કહ્યું : 'તું તારા માલિકને, પ્રભુને, તારા પૂરા હૃદયથી, સમસ્ત આત્માથી અને સંપૂર્ણ મનથી ચાહજે. આ પહેલું અને સૌથી મોટું ફરમાન છે, અને બીજું ફરમાન પણ તેને મળતું છે: 'તું તારા પડોશીને તારી જાતની જેમ

ચાહજે.' આ બે ફરમાન પર બધા કાયદા અને પ્રબોધકોનો આધાર છે.'

પછી કોઈ એને કાંઈ કહી શક્યું નહિ, અને તે દિવસથી તેને આવા પ્રશ્નો પૂછવાની કોઈની હિંમત ચાલી નહિ.

## મોટું કોણ ?

**શાસ્ત્રીઓ** અને ફરોશીઓ મૂસાના આસનમાં બેસે છે. તેથી તેઓ તમને જે કંઈ કરવાનું કહે તે કરજો, પણ તેઓ જે કંઈ કરે તે તમે કરતા ના, કારણ કે તેઓ કહે છે તે મુજબ કરતા નથી (કહેણી તેવી તેમની રહેણી નથી). તેઓ ભારે બોજા બાંધે છે, વહી ન શકાય તેટલા ભારે બોજા બાંધે છે, અને પછી તે બોજા તેઓ લોકોના ખભા પર લાદે છે; પણ તેઓ પોતાની જાતે એમાંથી રતીભાર પણ ઊંચકવાના નહિ. તેઓ જે કંઈ કરે છે તે લોકોને દેખાડવાને કરે છે. તેઓ પોતાનાં વસ્ત્રોની કિનારો પહોળી રાખે છે (કિંમતી રાખે છે), મિજબાનીમાં સૌથી આગળની જગા રોકે છે, સભામાં મુખ્ય સ્થાન ઇચ્છે છે અને બજારોમાં લોકો તેમને નમસ્કાર કરે એમ માગે છે, તથા લોકો તેમને પંડિતજી, શાસ્ત્રીજી, મહારાજ, બાપજી વગેરે કહે એમ ઇચ્છે છે. પણ તમે કદી એમના જેવું ઇચ્છતા ના, કારણ કે એવું કહેવાવાને લાયક તો એક જ છે; અને તમે બધા તો ભાઈ ભાઈ છો (એમાં નથી કોઈ નાનું કે નથી કોઈ મોટું, સૌ સરખા છો).

દુનિયામાં કોઈને ય તમારો બાપ કહેતા ના, કારણ કે

સ્વર્ગમાં છે તે એકલો જ તમારો બાપ છે. પણ તમારામાંથી જે સૌથી મોટો હશે તે તમારાં બધાંનો સેવક બનશે. તમારામાંથી જે પોતાને ઊંચો માનશે તે નીચે પડશે, ને જે પોતાને નીચો ગણશે તે ઊંચે ચડશે.'

## જે ટકશે તે બચશે

જયારે તે જૈતુન પર્વત પર બેઠો હતો ત્યારે તેના શિષ્યોને તેણે કહ્યું :

'કોઈ તમને છેતરે નહિ એ જો જો, કારણ કે ઘણા મારે નામે આવશે ને કહેશે : 'હું ખ્રિસ્ત છું,' અને એમ કહીને ઘણાંને છેતરશે; અને તમે લડાઈઓ તથા લડાઈઓનાં ગપ્પાં સંબંધે સાંભળશો. તમે દુ:ખી થતા ના, કારણ કે આ બધું બનવાનું છે. રાષ્ટ્ર રાષ્ટ્રની સામે ને રાજ્ય રાજ્યની સામે થશે, તથા જુદી જુદી જગાઓએ દુકાળ પડશે, મહારોગ ચાલશે, અને ધરતીકંપ થશે. આ બધી દુ:ખની શરૂઆત માત્ર સમજવી. પછી તેઓ તમને દુ:ખ દેશે, મારી નાંખશે અને મારા નામની ખાતર બધાં રાષ્ટ્ર તમને પણ ધિક્કારશે. ત્યારે ઘણા લોક ગુના કરશે, એકબીજાનો દ્રોહ કરશે, અને એકબીજાને ધિક્કારશે. ઘણા ઢોંગી પયગંબરો તૈયાર થશે, અને તેઓ ઘણાંને છેતરશે; અને બધે અધર્મ ફેલાશે. તેથી ઘણાંનો પ્રેમ થીજી જશે. પણ જે છેક છેવટ સુધી ટકશે તે બચશે.'

## ડાહી અને મૂર્ખ કન્યાઓ

'**વળી** સ્વર્ગનું રાજ્ય દશ કન્યાઓ સાથે સરખાવાશે. તેમણે પોતાના દીવા લીધા અને વરને મળવા પ્રયાણ કર્યું. એમાંની પાંચ ડાહી હતી ને પાંચ મૂર્ખ હતી. જે મૂર્ખ હતી તેમણે પોતાના દીવા તો લીધા, પણ દિવેલ લીધું નહિ. પણ ડાહીઓએ તો પોતાના દીવાની સાથે પોતાનાં વાસણમાં દિવેલ પણ લીધું. પણ વરને આવવાની વાર હતી તેથી તે બધી સૂતી ને ઊંઘી ગઈ.

પછી મધ્ય રાતે બૂમ પડી: 'જુઓ, વર આવે છે; તમે એને મળવા માટે જાઓ.'

એટલે એ બધી કન્યાઓએ દીવાની શગ સંકોરી, અને પેલી મૂર્ખીઓએ ડાહીઓને કહ્યું: 'તમારા દિવેલમાંથી અમને થોડુંક દિવેલ આપો, કારણ કે અમારા દીવા (દિવેલ વિના) હોલવાઈ ગયા છે.'

ડાહીઓએ જવાબ આપ્યો: 'એમ નહિ બને, અમે તમને આપીએ અને પછી તમારે ને અમારે ખૂટી પડે તો? માટે જેઓ દિવેલ વેચે છે તેમની પાસે જાઓ, -અને તમારે માટે ખરીદી લાવો એ બહેતર છે.'

જ્યારે તેઓ ખરીદવા ગઈ ત્યારે વર આવ્યો; જેઓ તૈયાર હતી તેઓ તેને વરી ચૂકી, અને પછી દ્વાર દેવાઈ ગયાં.

પછી તો પેલી બીજી કન્યાઓ પાછી આવી અને કહેવા લાગી, 'સ્વામી, સ્વામી, ઉઘાડો,' પણ એણે જવાબ આપ્યો: 'હું તમને ઓળખતો નથી.'

માટે સતત જાગતા રહો, કારણકે માનવપુત્ર કયે દહાડે અને કઈ ઘડીએ આવશે તે કોઈ જાણતું નથી.'

## પછી તે ન્યાય કરશે

'**પછી** માનવપુત્ર પોતાની કીર્તિની ગાદી પર બેસશે, અને તેની સમક્ષ બધાં રાષ્ટ્ર ખડાં કરાશે. પછી તે એકબીજાને છૂટાં પાડશે, જેમ ભરવાડ બકરાંમાંથી ઘેટાંને છૂટાં પાડે છે તેમ. તે ઘેટાંને પોતાની જમણી બાજુએ રાખશે, અને બકરાંને ડાબી બાજુએ રાખશે.

પછી એ રાજા જમણી બાજુનાંને કહેશે : 'આવો, મારા બાપના આશીર્વાદ પામેલાં આવો અને તમારે માટે તૈયાર કરાયેલું રાજ્ય ભોગવો. કારણ, હું ભૂખ્યો હતો, ને તમે મને ખાવાનું આપ્યું હતું; હું તરસ્યો હતો, ને તમે મને પાણી પાયું હતું; હું અજાણ્યો હતો, ને તમે મને ઘરમાં પેસવા દીધો હતો; હું નગ્ન હતો, ને તમે મને ઢાંક્યો હતો; હું માંદો હતો, ને તમે મારી ખબર લીધી હતી; હું કેદમાં હતો, ને તમે મારી પાસે આવ્યાં હતાં.'

ત્યારે એ સંતો એને પૂછશે : 'અમે તમને ક્યારે ભૂખ્યા જોયા ને ખાવાનું આપ્યું? ક્યારે તરસ્યા દીઠા, ને પાણી પાયું? ક્યારે અજાણ્યા લાગ્યા, ને ઘરમાં લીધા? ક્યારે નાગા દીઠા ને, લૂગડું પહેરાવ્યું? અથવા અમે તમને ક્યારે માંદા કે બંદીવાન જોયા અને તમારી પાસે આવ્યાં?'

ત્યારે એ રાજા જવાબ આપશે : 'હું તમને સાચે જ

કહું છું કે મારા આ ભાઈઓમાંથી ગરીબમાં ગરીબ માટે આમાંનું જે કંઈ તમે કર્યું છે, તે મને જ કર્યું છે.'

પછી તે ડાબા હાથ ભણીનાંને કહેશે: 'અહીંથી ચાલ્યાં જાઓ. કારણ કે હું ભૂખ્યો હતો, ને તમે મને ખાવાનું આપ્યું નહિ; હું તરસ્યો હતો, ને તમે મને પાણી પાયું નહિ; હું અજાણ્યો હતો, ને તમે મને અંદર લીધો નહિ; હું નાગો હતો, ને તમે મને લૂગડું પહેરાવ્યું નહિ; હું માંદો હતો, બંદીખાને હતો, અને તમે મારી પાસે આવ્યાં નહિ.'

ત્યારે તેઓ પણ તેને પૂછશે: 'અમે તમને ક્યારે ભૂખ્યા, તરસ્યા, અજાણ્યા, નાગા, માંદા કે બંદીવાન જોયા ને તમારી ચાકરી ના કરી?'

એટલે તે જવાબ આપશે: 'હું તમને સાચું જ કહું છું કે આમાંના ગરીબમાં ગરીબને માટે તમે કંઈ કર્યું નથી, એટલે તમે મારે માટે કંઈ કર્યું નથી (એમ કહેવાય).'

આ લોકો અનંત સજામાં જશે, અને પેલા લોક અનંત જીવનમાં જશે.

જ્યારે ઈશુએ આ વાક્ય પૂરાં કર્યાં ત્યારે તેણે શિષ્યોને કહ્યું: 'તમે જાણો છો કે પાસ્ખાનું પર્વ બે દહાડા પછી છે, અને માનવપુત્રનો દ્રોહ થવાનો છે કે જેથી વધસ્તંભ પર તેનો વધ કરાય?'

પછી મુખ્ય યાજક કાયાફાના મહેલમાં યાજકો, શાસ્ત્રીઓ, પંડિતો અને લોકોના આગેવાનો (પટેલિયાઓ) ભેગા

થયા, અને ઈશુને કઈ રીતે સુંગાલમાં લાવીને મારી નંખાય એની મંત્રણા કરવા લાગ્યા. પણ તેમણે કહ્યું કે પર્વને દહાડે એમ નહિ કરવું, કારણ કે ત્યારે લોકોમાં ઘણી હોહા થાય.

## છેલ્લું ભોજન

**બારમાંથી** યહૂદા ઇસકારિયોએ વડા યાજક પાસે જઇને કહ્યું: 'હું તેને તમારા હાથમાં ફસાવી આપું તો તમે મને શું આપશો?'

તેમણે તેની સાથે ત્રીશ સિક્કાનો કરાર કર્યો, અને તે દિવસથી તે એને ફસાવવાનો લાગ શોધતો હતો.

પાસ્ખા પર્વને દહાડે ઈશુ પોતાના બારેય શિષ્યો સાથે ભોજન લેવા બેઠો. તેઓ ખાતા હતા ત્યારે તેણે તેમને કહ્યું: 'હું સાચે જ કહું છું કે તમારામાંથી એક જણ મારો દ્રોહ કરશે.'

તેઓ અત્યંત દિલગીર થયા. અને દરેક જણ કહેવા લાગ્યો: 'બાપુજી, કોણ છે એ?'

તેણે જવાબ આપ્યો: 'જે મારી સાથે ભોજન કરે છે તે મારો દ્રોહ કરશે. માનવપુત્ર તો લખ્યા લેખ મુજબ જશે, પણ જે તેનો દ્રોહ કરે છે તે બિચારો છે. એ માણસ (દુનિયામાં અનંત કાળ સુધી કલંકિત રહે તેના કરતાં) જન્મ્યો જ ન હોત તો વધારે સારું હતું.'

પછી તેનો દ્રોહ કરનાર હતો તે યહૂદાએ પૂછ્યું: 'બાપજી, એ હું છું?'

તેણે તેને કહ્યું: 'તું એવું કહે છે.'

ભોજન પૂરું થયા બાદ તેમણે સ્તવન કર્યું, અને પછી તે જૈતુન પર્વત પર ગયા. પછી ઈશુ તેમને કહે છે: 'તમે બધા આ રીતે મારે કારણે ઢીલા થશો (પાછા પડશો)'.

પણ પિતરે કહ્યું: 'બીજા બધા તારે કારણે, ભલે ઢીલા થાય, પણ હું કદી થવાનો નથી.'

ઈશુએ તેને કહ્યું: 'હું તને કહું છું કે આજ રાતે, મરઘડો બોલતા પહેલાં તું મને ત્રણ વખત ઇનકારવાનો છે.'

પિતરે કહ્યું: 'તારી સાથે મારું મરણ થાય, તો પણ હું તને ઇનકારું નહિ.'

આ મુજબ બધા શિષ્યોએ પણ કહ્યું.

## દ્રોહ

**પછી** ઈશુ શિષ્યોને કહે છે: 'તમે અહીં બેસો ને હું પ્રાર્થના કરી આવું.' તેણે પોતાની સાથે પિતર અને ઝબદીના બે દીકરાને લીધા. તેને દિલગીરી થવા માંડી અને તેનું હૈયું ઘણું ભારે થવા લાગ્યું.

પછી તે કહે છે; 'મારું મન ઘણું ઉદાસ છે. જાણે મરણ નજીક ન આવ્યું હોય! તમે અહીં થોભો અને મારી.

સાથે જાગતા રહો.' પછી તે તેમનાથી સહેજ દૂર ગયો, અને પ્રણામ કરીને પ્રાર્થના કરવા લાગ્યો: 'ઓ મારા બાપ, જો શક્ય હોય તો આ પ્યાલો મારી પાસેથી લઈ લે; છતાં મારી મરજી મુજબ નહિ, પણ તારી મરજી મુજબ થાઓ.'

બાદ તે શિષ્યોની પાસે આવે છે ને તેમને ઊંઘતા જોઇને પિતરને કહે છે: 'શું મારી સાથે તમે એક કલાક પણ જાગતા ના રહી શક્યા? જાગતા રહો ને પ્રાર્થના કરો કે જેથી તમે લાલચમાં ન ફસાઓ. પ્રાણ તો ખરેખર તૈયાર છે, પણ કાયા નબળી છે (આત્મા ઊંચે ચડવા માગે છે, પણ શરીર તેને રોકે છે).'

બીજી વખત તે ચાલ્યો ગયો. તેણે પ્રાર્થના કરી: 'ઓ મારા બાપ, જો આ પ્યાલો મારે પીવો જ જોઈએ, તો તારી ઈચ્છા મુજબ થાઓ.' પછી તેણે પાછા આવીને જોયું તો તેમને ઊંઘતા ભાળ્યા, કારણ કે તેમની આંખો ભારે હતી.

વળી પાછો ફરી તે તેમને મૂકીને ગયો, અને ત્રીજી વખતે એણે એ જ શબ્દોમાં પ્રાર્થના કરી. બાદ શિષ્યોની પાસે આવીને તેણે કહ્યું: 'હવે ઊંઘો અને આરામ લો. જુઓ એ ઘડી હવે પાસે છે, અને માનવપુત્રનો દ્રોહ કરાય છે. ઊઠો, ચાલો આપણે જઈએ. જે મારો દ્રોહ કરનાર છે તે પાસે છે.'

જ્યારે તે આમ બોલતો હતો ત્યારે જ યહૂદા આવી પહોંચ્યો, અને તેની સાથે વડા યાજક અને લોકોના પટેલિયાઓ તરફથી એક મોટું ટોળું તરવારો અને લાઠીઓ લઈને આવ્યું.

તેનો દ્રોહ કરનારાએ આ લોકને નિશાની આપી હતી કે હું જેને ચુંબન કરું તે જ એ છે (એમ જાણી જજો); અને એને બરાબર પકડજો. લાગલો જ તે ઈશુ પાસે આવ્યો અને બોલ્યો: 'જય જય બાપજી' પછી તેણે તેને ચુંબન કર્યું.

ઈશુએ તેને પૂછ્યું: 'વત્સ, કેમ આવ્યો ?'

એટલામાં તો એ લોકોએ આવી પહોંચીને ઈશુને પકડી લીધો. પણ ઈશુના સાથીઓમાંથી એકે પોતાની તરવાર મ્યાનમાંથી કાઢીને વડા યાજકના માણસોમાંના એકની ઉપર ઘા કર્યો ને તેનો કાન ઉડાવી દીધો. ત્યારે ઈશુએ તેને વાર્યો ને બોધ કર્યો: 'તારી તરવારને એની (રોજની) જગાએ મૂકી દે, કારણ કે જેઓ તરવાર લે છે તેઓ તરવાર વડે મરશે. તું શું એમ માને છે કે હું અત્યારે મારા બાપને પ્રાર્થના કરી શકું એમ નથી ? એ મને સેંકડો દૂતો આપી શકે એમ નથી ? [મારી મદદે દેવદૂતોને મોકલી શકે એમ નથી ?] પણ આમ જ થવું જોઈએ [જેમ થયું છે તેમ જ થવું જોઇએ.]'.

તે જ વખતે તેણે ટોળાને કહ્યું: 'મને લેવા માટે તમે જાણે કોઇ ચોર ડાકુને લેવા આવ્યા હો તેમ તરવારો અને લાઠીઓ લઈને આવ્યા છો ? હું રોજ તમારી સાથે મંદિરમાં બેસીને બોધ કરતો હતો, અને તમે મને [ત્યારે તો] પકડ્યો નહિ !'

પછી બધા શિષ્યો તેને છોડીને નાસી ગયા. અને જેમણે તેને પકડ્યો હતો, તેઓ તેને કાયાફા પાસે લઈ ગયા. ત્યાં શાસ્ત્રીઓ અને પટેલિયાઓ ભેગા થયેલા હતા. પણ

પિતર તેની પાછળ પાછળ, દૂર દૂર, લપાતો લપાતો વડા યાજકને મહેલે ગયો, અંદર પેઠો અને અંત (પરિણામ) જોવા માટે નોકરોમાં જઈને બેઠો.

હવે ઈશુને મારી નાંખવા માટે યાજકોને અને એ સભાને ખોટી સાક્ષીઓ જોઈતી હતી, પણ તેમને એકેય સાક્ષી મળી નહિ. આખરે બે ખોટા સાક્ષી ઊભા થયા ને બોલ્યા: 'આ માણસે કહ્યું હતું કે હું પ્રભુના મંદિરનો નાશ કરવા અને ત્રણ દિવસમાં ઊભું કરવાને સમર્થ છું.'

વડો યાજક ઊઠ્યો અને તેણે ઈશુને પૂછ્યું: 'તું કંઈ જ જવાબ આપતો નથી? આ લોકો તારી વિરુદ્ધ સાક્ષી પૂરે છે એ શું?' પણ ઈશુ શાંત રહ્યો.

વડા યાજકે કહ્યું: 'હું તને જીવતાજાગતા ઈશ્વરની આણ દઈને પૂછું છું, જવાબ આપ! તું ખ્રિસ્ત, પ્રભુનો દીકરો છે કે નહિ?'

ઈશુએ તેને કહ્યું: 'તમે [ પોતે જ ] કહો છો.'

પછી તે વડા યાજકે પોતાનાં લૂગડાં પીંખતાં લોકોને કહ્યું: 'એણે નાપાક વાણી કાઢી છે, [ માટે ] સાક્ષીઓની જરૂર શી છે? તમે શું ધારો છો?'

તે બોલી ઊઠ્યા: 'એ મરવાને લાયક છે [ એવો અપરાધ એને મરવાને લાયક ઠરાવે છે ].'

પછી તેઓ તેના મોં ઉપર થૂંક્યા. તેમણે તેને ગડદા-મુક્કા માર્યા. બીજાએ વળી તેને તમાચા લગાવ્યા, અને ઉચર્યું: 'ખ્રિસ્ત, કહે જોઈએ, તને કોણે તમાચો માર્યો?'

## પિતર તેને યાદ કરે છે

હવે પિતર મહેલમાં બેઠો હતો. તે વખતે એક દાસીએ તેની પાસે આવીને કહ્યું : 'તું પણ ગેલીલના ઈશુની સાથે હતો.'

પણ પિતરે તેમની બધાંની સમક્ષ તેનો ઈન્કાર કર્યો : 'તું જે કહે છે તે હું જાણતો નથી.'

અને જ્યારે તે ફમાન નીચે ઊભો હતો ત્યારે બીજી દાસીએ તેને જોયો અને કહ્યું : 'આ માણસ નાઝારેથના ઈશુની સાથે હતો.'

ફરી પિતરે શપથપૂર્વક તેનો ઈન્કાર કર્યો : 'હું એને ઓળખતો નથી.'

થોડીવાર પછી, જેઓ તેની સાથે ઊભા રહેલા હતા તેઓ આવ્યા. તેમણે પિતરને કહ્યું: 'ખચિત, તું પણ તેમનામાંનો એક છે, કારણ કે તારી વાણી જ એમ કહી આપે છે.'

ત્યારે પિતર સોગન ખાવા મંડ્યો : 'હું એને ઓળખતો નથી.'

બાદ તરત જ મરઘડો બોલ્યો, અને પિતરને ઈશુના શબ્દ યાદ આવ્યા : 'મરઘડો બોલતા પહેલાં તું ત્રણ વખત મારો ઈન્કાર કરશે.' પછી તે બહાર ગયો અને પુષ્કળ (હૂસકે હૂસકે) રોયો.

## ત્રીશ સિક્કા

**જ્યારે** સવાર થઈ, ત્યારે યાજકો અને પટેલિયાઓએ ભેગા થઈને ઈશુનો વધ કરવા માટે મંત્રણા કરી. અને

ત્યારે તેમણે તેને બાંધ્યો ત્યારે તેઓએ તેને લઈ જઈને સૂબા પિલાતને સુપ્રત કર્યો.

હવે જ્યારે યહૂદાએ જોયું કે પોતે ધિક્કારાય છે ત્યારે તે પશ્ચાત્તાપ કરવા લાગ્યો. તેણે પેલા ત્રીશ સિક્કા યાજકો અને પટેલિયાઓ પાસે આણ્યા અને કહ્યું: 'મેં નિર્દોષ લોહીનો દ્રોહ કરીને પાપ કર્યું છે.'

તેમણે કહ્યું: 'એથી અમને શું? એ તારે જોવાનું.'

તેણે એ સિક્કા મંદિરમાં ફેંકી દીધા, અને ત્યાંથી જતા રહીને પોતાની જાતે ગળે ફાંસો ખાધો.

યાજકોએ એ સિક્કા લીધા અને કહ્યું: 'આ સિક્કા પાછા ગલ્લામાં મૂકવા એ વાજબી નથી (ધર્મવિહિત નથી), કારણ કે એ લોહીની કિંમત છે.' એટલે તેમણે મંત્રણા કરીને એક કુંભાર પાસેથી જમીન ખરીદી કે જેથી તેમાં અજાણ્યાઓને દાટી શકાય. આ કારણથી એ ખેતર હજુ સુધી લોહીનું ખેતર કહેવાય છે.

## કોને છોડું?

ઈશુ સૂબાની સમક્ષ ઊભો, અને સૂબાએ તેને પૂછ્યું: 'તું યહૂદીઓનો રાજા છે?'

ઈશુએ તેને કહ્યું: 'તમે (એમ) કહો છો.' જ્યારે યાજકો અને પટેલિયાઓએ તેની ઉપર આરોપ મૂક્યો, ત્યારે તેણે કશો ઉત્તર આપ્યો નહિ.

ત્યારે પિલાતે તેને કહ્યું: 'તારી સામે તેઓ કેટલી

બધી વાતો રજૂ કરે છે તે તું સાંભળતો નથી ?' પણ તેણે એક શબ્દે ય કહ્યો નહિ. એ એટલે સુધી શાન્ત રહ્યો કે સૂબાને આશ્ચર્ય થયું.

હવે પાસ્ખાના પર્વ પર લોકો જે એક કેદી છોડવાની માગણી કરે તેને સૂબો છોડતો (છોડવાનો રિવાજ હતો); અને તે વખતે બારાબાસ નામે એક વિખ્યાત ડાકૂ કેદી હતો. તેથી જ્યારે તેઓ ભેગા થયા ત્યારે પિલાતે તેમને પૂછ્યું: "હું કોને છોડું એમ તમે ઇચ્છો છો ? બારાબાસને છોડું કે જે ખ્રિસ્ત કહેવાય છે તે ઇશુને છોડું ? (તેને ખબર હતી કે તેઓએ ઈશુની સુપ્રત તેને કરી હતી તે માત્ર દ્વેષથી જ કરી હતી).'

જ્યારે તે ન્યાય કરવા બેઠો ત્યારે તેની સ્ત્રીએ તેને બોલાવીને કહ્યું: 'એ સત્યનિષ્ઠ માણસની બાબતમાં કંઈ કરતા ના, કારણ કે એની બાબતના સ્વપ્નમાં મને ઘણું દુઃખ થયું છે.' પણ યાજકો અને પટેલિયાઓએ લોકોને સમજાવ્યા કે તમે બારાબાસની માગણી કરો અને ઈશુનો નાશ થવા દો.

સૂબાએ તેમને ફરી પૂછ્યું: 'બોલો, કોને છોડી મૂકું એમ તમે ઇચ્છો છો ?'

તેમણે કહ્યું: 'બારાબાસને.'

પિલાતે તેમને ફરી પૂછ્યું: 'ત્યારે જે ખ્રિસ્તને નામે ઓળખાય છે તે ઇશુને હું શું કરું ?'

તે બધાએ (એકે અવાજે) તેને કહ્યું: 'તેને વધસ્તંભ પર ચડવા દો.'

એટલે સૂબાએ પૂછ્યું : 'શા માટે ? એણે શું પાપ કર્યું છે ?' પણ એ સાંભળીને તો લોકો વધારે જોરથી બોલી ઊઠ્યા : 'એને વધસ્તંભ પર ચડવા દો.'

જ્યારે પિલાતે જોયું કે મારું કંઈ ચાલતું નથી પણ ગરબડ મચી ગઈ છે, ત્યારે તેણે પાણી લીધું અને લોકોના ટોળા સમક્ષ હાથ ધોઈ નાંખ્યા, અને કહ્યું : 'આ સત્યશીલ પુરુષનું લોહી રેડવાની બાબતમાં હું નિર્દોષ છું. તમે તમારે જોઈ લો (કરવું હોય તે કરો).'

ત્યારે બધા બોલી ઊઠ્યા : 'એનું લોહી અમારે માથે અને અમારાં છોકરાંને માથે.' એટલે એણે બારાબાસને છોડ્યો; અને તેણે ઈશુને વધસ્તંભ પર ચડાવવા માટે લોકોને સોંપી દીધો.

## નવ વાગ્યે

**સૂબાના** સૈનિકો ઈશુને જાહેર સ્થાનમાં લઈ ગયા. ત્યાં સૈનિકોની આખી ટુકડી ભેગી થઈ. તેમણે તેને નાગો કર્યો અને કીરમજી ઝભ્ભો પહેરાવ્યો. પછી તેમણે કાંટાનો મુગટ બનાવ્યો, અને તેના માથા પર મૂક્યો તથા તેના હાથમાં એક રાડું આપ્યું.

હવે તેઓ તેની સમક્ષ ઘૂંટણે પડીને તેની મશ્કરી કરવા લાગ્યા: 'યહૂદીઓના રાજાની જય.' તેઓ તેની ઉપર થૂંક્યા. પછી તેમણે તેના હાથમાંથી રાડું લઈને તેના માથા પર માર્યું.

જ્યારે તેઓ તેની મશ્કરી કરી રહ્યા, ત્યારે તેમણે એ

કીરમજી ઝભ્ભો કાઢી નાખ્યો, અને એને એનાં પોતાનાં કપડાં પાછાં પહેરાવ્યાં. પછી તેઓ તેને વધસ્તંભ પર ચડાવવા લઈ ચાલ્યા.

પછી તેમણે તેને વધસ્તંભ પર ચડાવ્યો, અને તેનાં કપડાં ચિઠ્ઠીઓ નાંખીને વહેંચી લીધાં. પછી ત્યાં તેઓ (તેની શી દશા થાય છે તે જોતા) બેસી રહ્યા, અને તેમણે તેના માથા પર નીચે મુજબ લખી કાઢ્યું—

'આ છે યહૂદીઓનો રાજા ઈશુ!'

તે વખતે બે ચોરને પણ તેની સાથે વધસ્તંભ પર ચડાવ્યા હતા, એકને તેને જમણે હાથે, અને બીજાને તેની ડાબી બાજુએ.

લોકો ઈશુને ગાળો દેતા, માથું ધુણાવતા ને કહેતા: 'મંદિરનો નાશ કરનાર, અને પછી તે ત્રણ દિવસમાં બાંધનાર આદમી, તારી જાતને (હવે) બચાવ (તો ખરો)! જો તું દેવનો દીકરો હોય, તો વધસ્તંભ પરથી નીચે ઊતર.'

એવી જ રીતે શાસ્ત્રીઓ અને પટેલિયાઓની સાથે યાજકો પણ તેની મશ્કરી કરવા લાગ્યા: 'એણે બીજાને બચાવ્યાં; (પણ) પોતાની જાતને તે બચાવી શકતો નથી જો તે ઈસ્રાયેલનો રાજા હોય તો વધસ્તંભ પરથી (પોતાની મેળે) નીચે ઊતરે, ને (જો તે આપોઆપ નીચે ઊતરી શકે તો) આપણે તેને માનીશું. એણે ઈશ્વરમાં વિશ્વાસ રાખ્યો—જો હવે તેની પાસે પ્રભુ હોય, તો એનો પ્રભુ હવે એને બચાવે, કારણકે એ તો કહે છે: 'હું દેવનો દીકરો છું.'

જે ચોરને તેની સાથે વધસ્તંભ પર ચડાવ્યા હતા, તે ચોરોએ પણ તેને આવાં જ વેણ કહ્યાં.

હવે છ વાગ્યાથી બધા પ્રદેશમાં અંધારું થવા માંડ્યું. લગભગ નવ વાગ્યે ઈશુએ મોટેથી પોકાર કર્યો: 'મારા પ્રભુ, મારા માલિક, તેં શા માટે મને ત્યજ્યો છે?'

આ સાંભળી કેટલાકે કહ્યું: 'જોઈએ છીએ હવે એને એનો પ્રભુ કેવી રીતે બચાવે છે તે.'

ઈશુએ જ્યારે ફરી પોકાર કર્યો ત્યારે તેના પ્રાણ નીકળી ગયા; ને જુઓ; મંદિરના શિખરથી તે તળિયા સુધી બે ચીરા થઈ ગયા! પૃથ્વી ધ્રૂજી, ખડકો ફાટ્યા, અને કબરો ઊઘડી ગઈ!

હવે જ્યારે સૈનિકોના વડાએ અને તેની સાથેના માણસોએ આ બધું જોયું ત્યારે તેઓ ખૂબ ડરી ગયા અને કહેવા લાગ્યા: 'સાચે જ, એ દેવનો દીકરો હતો.'

## છેલ્લી વિદાય

**માત્થી**, માર્ક, યોહાન અને લૂકે ઈશુનાં ભાગવત લખ્યાં છે. એના છેલ્લા દિવસો સંબંધે ઉપર જે આપ્યું છે તે માત્થીમાંથી આપ્યું છે. પણ સંત લૂકે એના છેલ્લા દિવસો સંબંધે જે લખ્યું છે તેમાં તેણે પોતાના શિષ્યોની લીધેલી છેલ્લી વિદાયનું વર્ણન છે. એ અહીં ઉતાર્યું છે.

ઈશુએ કહ્યું:

'વત્સો; હવે થોડીક જ વાર હું તમારી સાથે છું. તમે મને શોધશો, પણ હું જ્યાં જાઉં છું ત્યાં તમે આવી શકશો નહિ એમ મેં યહૂદીઓને કહેલું તે જ વચનો હું આજે તમને કહું છું. હું તમને એક નવીન આજ્ઞા આપું છું—તમે પરસ્પર ચાહો. મેં તમને જેવા ચાહ્યા છે તેવા તમે પરસ્પર ચાહો. આથી બધા લોકો જાણશે કે તમે મારા શિષ્યો છો.

'તમારા હૃદયને દુઃખી થવા દેતા ના. તમે પ્રભુમાં માનો છો. મારામાં પણ માનો. મારા બાપના ઘરમાં ઘણા કમરા છે. જો એમ ન હોત તો મેં તમને એમ કહ્યું જ હોત. હું તમારે માટે જગા કરવા જાઉં છું. હું પાછો આવીશ ને તમને મારી પાસે લઈશ કે જેથી જ્યાં હું હોઉં ત્યાં તમે પણ હો. હું કયાં જાઉં છું તે તમે જાણો છો, અને માર્ગ પણ તમને વિદિત છે.

'હું એ માર્ગ છું; હું સત્ય છું; અને હું જીવન છું. મારી દ્વારા ગયા સિવાય કોઈ માણસ (મારા) બાપ પાસે જઈ શકતું નથી. મારું માનજો કે હું બાપમાં છું ને બાપ મારામાં છે. ખરેખર, જે મારામાં માને છે, તે હું જે કામ કરું છું તે કામ કરી શકશે, અને એથી પણ મોટાં કામ તે કરી શકશે. અને મારે નામે તમે જે કંઈ માગશો તે હું કરીશ, કારણ કે તેથી બાપની કીર્તિ થશે. મારે નામે તમે કંઈ પણ માગશો તો તે હું કરીશ.

'જો તમે મને ચાહતા હો, તો મારી આજ્ઞા મુજબ કરજો. હું બાપને પ્રાર્થીશ અને તે તમને બીજો પ્રબોધક આપશે કે જેથી એ તમારી સાથે હંમેશ માટે રહે. હું તમને

અબોધક વિનાનો નહિ રહેવા દઉં. હું તમારી પાસે આવીશ. થોડીક જ વાર, અને દુનિયા મને લગારે ય જોશે નહિ; પણ તમે મને જુઓ છો, કારણ કે હું જીવું છું ને તમે પણ જીવો છો.

'શાન્તિ હું તમારી પાસે મૂકી જાઉં છું. તમારા હૃદયને દુઃખી થવા દેતા ના, તેમ જ તેને ભયભીત પણ થવા દેતા ના. મેં તમને કહ્યું છે તે તમે સાંભળ્યું છે. હું જાઉં છું, અને ફરી પાછો તમારી પાસે આવીશ. તમે મને ચાહતા હો તો તમે ખુશ થશો, કારણ કે મેં તમને કહ્યું છે કે હું બાપ પાસે જાઉં છું. મારો બાપ મારાથી મોટો છે. હવે હું તમારી સાથે વધારે વાત કરીશ નહિ, કારણ કે આ દુનિયાનો રાજા આવે છે. ઊઠો, આપણે અહીંથી જઈએ.

'હું સાચો દ્રાક્ષનો વેલો છું. મારો બાપ માળી છે. મારી જે ડાંખળી ફળ ધારણ કરતી નથી તેને તે લઈ લે છે, અને જે ડાંખળી ફળ ધારણ કરે છે તેને તે વિશુદ્ધ બનાવે છે, કે જેથી કરીને તેને વધારે ફળ આવે. તમે મારામાં રહો ને હું તમારામાં રહું. જેમ ડાંખળી દ્રાક્ષના વેલામાં ન રહે તો તે પોતે ફળ ધારણ કરી શકે જ નહિ, તેમ જો તમે મારામાં ન રહો તો તમે પણ કદી ફળ ધારણ કરી શકો નહિ. હું દ્રાક્ષનો વેલો છું ને તમે તેની ડાંખળીઓ છો. તે મારામાં છે ને હું તેનામાં છું, તે વધારે ફળ ધારણ કરે છે; કારણ કે મારા વગર તમે કાંઈ કરી શકો નહિ.

'જો કોઈ માણસ મારામાં ન રહે તો તેને (નકામી)

ડાંખળીની જેમ ફેંકી દેવામાં આવે છે, તે કરમાઈ જાય છે, ને લોકો તેને ભેગી કરીને દેવતામાં નાંખીને બાળી મૂકે છે. જો તમે મારામાં રહો અને મારા શબ્દો તમારામાં રહે, તો તમારી મરજીમાં આવે તે તમે માગો, અને તમારું તે કામ કરી દેવાશે. તમે ઘણું ફળ ધારણ કરો. એમાં જ મારા બાપની કીર્તિ રહેલી છે; એથી તમે મારા શિષ્ય બનો. મારા બાપે જેમ મને ચાહ્યો છે; તેમ મેં તમને ચાહ્યા છે. તમે મારા પ્રેમમાં ચાલુ જ રહો. જો તમે મારી આજ્ઞાઓ પાળશો તો તમે મારામાં રહેશો, જેમ હું મારા બાપની આજ્ઞાઓ પાળું છું, ને તેનામાં રહું છું તેમ. મેં તમને આ વચનો એટલા માટે કહ્યાં છે કે જેથી તમારામાં મારો આનંદ વસી જાય અને તમારો આનંદ પૂર્ણ બને—ભરાઈ જાય.

'આ મારી આજ્ઞા છે. મેં તમને જેવા ચાહ્યા છે તેવા તમે પરસ્પર ચાહો. એક માણસ પોતાના દોસ્તોની ખાતર પોતાનું જીવન આપી દે એથી વધારે પ્રેમ કોઈ માણસ પાસે નથી. હું તમને જે કરવાની આજ્ઞા કરું છું તે તમે કરો તો તમે મારા દોસ્તો છો. હવેથી હું તમને મારા નોકરો (સેવકો) નથી કહેતો, કારણ કે માલિક શું કરે છે તે નોકર (સેવક) જાણતો નથી; પણ મેં તમને દોસ્ત કહ્યા છે, કારણ કે મારા બાપ પાસેથી સાંભળેલી (ને જાણેલી) બધી વાતો મેં તમને કરી છે. તમે મને પસંદ કર્યો નથી, પણ મેં તમને પસંદ કર્યા છે અને તમને ફરમાવ્યું છે કે તમે એવાં ફળ ધારણ કરો કે જે ફળ ટકે. એટલે મારે નામે તમે બાપ પાસેથી જે કંઈ માગો તે તમને એ આપે.

'આ વાતની હું તમને આજ્ઞા કરું છું. તમે પરસ્પર ચાહો. જો દુનિયા તમને ધિક્કારે તો જાણજો કે તમને ધિક્કારતા પહેલાં તેણે મને ધિક્કાર્યો હતો. જો તમે દુનિયાના હો તો દુનિયા પોતાનાંને ચાહે; પણ તમે દુનિયાના નથી. મેં તમને દુનિયામાંથી પસંદ કરી કાઢેલા છે (વીણી કાઢ્યા છે), તેથી દુનિયા તમને ધિક્કારે છે. મેં તમને કહેલું વચન યાદ રાખજો—માલિકના કરતાં નોકર મોટો નથી. જો તેમણે મને સતાવ્યો છે તો તે તમને પણ સતાવશે જ; તેમણે જો મારું વચન રાખ્યું હશે તો તે તમારું પણ રાખશે.

'મેં તમને આ બધી વાતો એટલા માટે કરી છે કે તમને દુઃખ ન થાય. તેઓ તમને ન્યાત બહાર મૂકશે. અરે એવો સમય આવતો જાય છે કે જે કોઈ તમારું ખૂન કરશે તે ભગવાનની સેવા કરે છે એમ એ પોતે માનશે. મેં તમને આ એટલા માટે કહ્યું છે કે જ્યારે એવો સમય આવે ત્યારે મેં તમને આ વાત કહી હતી એમ યાદ આવે. મેં તમને શરૂઆતમાં આ વાત કરી નહોતી, કારણ કે હું તમારી સાથે હતો. પણ જેણે મને મોકલેલો તેને માર્ગે હું હવે જાઉં છું (તેથી જતા પહેલાં આવી બધી વાતો હું તમને કહી દઉં છું).

'મેં તમને આ વાતો કરી તેથી તમારાં હૃદય દિલગીરીથી ભરાઈ ગયાં છે. છતાં હું તમને સાચી વાત કહું છું. હું જાઉં એ તમારે માટે જરૂરી છે, કારણ કે હું ન જાઉં તો પ્રબોધક આવે નહિ; પણ જો હું જાઉં તો તેને મોકલું. હજી મારે તમને ઘણી બાબતો કહેવાની છે, પણ તમે તે બધી હમણાં ઝીલી શકો નહિ. છતાં, જ્યારે તે એટલે સત્યની ભાવના

આવશે ત્યારે તે તમને બધાંને સત્યમાં લઈ જશે. થોડી જ વાર અને તમે મને જોશો નહિ; અને ફરી પાછી થોડી જ વાર અને તમે મને જોશો; કારણકે હું બાપ પાસે જાઉં છું.'

## ઉત્સાહી બનો

**પછી** તેના શિષ્યોમાંથી કેટલાકે કહ્યું : ''થોડી જ વાર' એવું એ શું કહે છે? એ શું કહે છે તે કંઈ સમજાતું નથી.'

ઈશુએ આ જાણ્યું એટલે કહ્યું :

'થોડી જ વાર અને તમે મને જોશો નહિ; અને વળી પાછી થોડી વાર અને તમે મને જોશો, એવું મેં તમને કહ્યું તેની તમે પરસ્પર વાત કરો છો? (તમને એ વાત ન સમજાઈ?) સાચે જ હું તમને કહું છું કે તમે રોશો અને શોક કરશો, પણ દુનિયા આનંદ માણશે અને તમે દિલગીર થશો, પણ તમારી દિલગીરી આનંદમાં પલટાઈ જશે. હમણાં તમારી પાસે દિલગીરી છે, પણ હું તમારી પાસે ફરીથી આવીશ એટલે તમારું હૃદય આનંદ કરશે, અને તમારો એ આનંદ કોઈથી લેવાશે નહિ. હવે તમને વિશ્વાસ આવે છે?

'જુઓ, એ ઘડી આવે છે, અરે આવી છે, કે જ્યારે (તમારામાંથી) દરેકને વિખેરી નાંખવામાં આવશે, અને હું એકલો પડીશ; અને છતાં હું કદી એકલો નથી, કારણ કે બાપ (હરહમેશ) મારી પાસે જ છે. આ બાબતો મેં તમને એટલા માટે કહી છે કે એથી તમને મારામાં શાન્તિ મળે. ખૂબ ઉત્સાહી બનો. મેં દુનિયાને જીતી છે.'

## ઈશુની પ્રાર્થના

**ઈશુએ** સ્વર્ગ તરફ—આકાશ તરફ—આંખો ઊંચી કરીને કહ્યું :

'પિતા, એ ઘડી આવી છે. તારા દીકરાને કીર્તિ આપ, કે જેથી તે તને કીર્તિમાન કરે. તેં તેને માંસની (કાયાની) ઉપર (ઉપરવટ થવાની) શક્તિ આપી છે, અને તેથી તેની પાસે તેં જેમને મોકલ્યા છે તેમને તે અનંત જીવન આપે એમ કર. તેઓ તને ઓળખે, તું જ એક સાચો પ્રભુ છે એમ જાણે, અને તેં જેને મોકલ્યો છે તે ઈશુ ખ્રિસ્તને ઓળખે એનું નામ અનંત જીવન છે.

'મેં તને દુનિયામાં મૂર્તિમંત કર્યો છે. તેં મને જે કામ કરવા સોંપેલું તે મેં પૂરું કર્યું છે. દુનિયામાંથી જેમને તેં મારી પાસે મોકલ્યા તેમને મેં તારું નામ બતાવ્યું છે. તારા તે હતા ને તેમણે તારો શબ્દ રાખ્યો છે. તેં મને જે કંઈ આપ્યું છે તે બધું તારું જ છે એમ હવે તેઓ જાણતા થયા છે, કારણ, જે શબ્દો તેં મને આપ્યા તે જ શબ્દો મેં તેમને આપ્યા છે. એ શબ્દો તેમણે સત્કાર્યા છે, અને હું તમારામાંથી આવું છું એમ તેમણે ખાતરીપૂર્વક જાણ્યું છે. તેં જ મને મોકલ્યો છે એમ પણ તેમણે માન્યું છે. હું તેમને માટે પ્રાર્થું છું, તેં જેમને મારી પાસે મોકલ્યાં છે તેમને માટે પ્રાર્થું છું, કારણ કે તે તારાં છે. મારાં બધાં તારાં છે, ને તારાં બધાં મારાં છે.

'હવે હું દુનિયામાં ઝાઝો વખત નથી (રહેવાનો), પણ

તેઓ દુનિયામાં (રહેવાનાં) છે, ને હું તારી પાસે આવું છું. પવિત્ર પિતા, તેં જેમને મારી પાસે મોકલ્યાં છે, તેમને તારાં નામથી રાખજે કે જેથી આપણે જેવા એક જ છીએ તેવા તે પણ એક જ થાય (તારી સાથે સંકળાઈ ને એકતા અનુભવે). હું જ્યાં સુધી તેમની સાથે હતો, ત્યાં સુધી મેં તારે નામે તેમને રાખ્યાં. તેં જેમને આપ્યાં છે તેમને મેં રાખ્યાં છે. તેમનામાંથી કોઈ ખોવાયું નથી.

'હવે હું તારી પાસે આવું છું. મેં તેમને તારો શબ્દ આપ્યો છે. તેઓ દુનિયાનાં નથી માટે દુનિયાએ તેમને ધિક્કાર્યાં છે.

'તું તેમને દુનિયામાંથી લઈ લે એમ હું પ્રાર્થતો નથી, પણ તું તેમને પાપમાંથી દૂર રાખ એમ પ્રાર્થું છું. તારા સત્ય દ્વારા તેમને પાવન (શુદ્ધ) કર. એમને એકલાને જ માટે હું પ્રાર્થું છું એમ નથી, પણ જેઓ તેમના શબ્દ દ્વારા પણ વિશ્વાસ કરશે તેમને માટે ય હું પ્રાર્થું છું, કે જેથી તેઓ બધાં એક બને. પિતા, જેમ તું મારામાં છે ને હું તારામાં છું, તેમ તેઓ પણ આપણામાં હોય.

'પિતા, તેં જેમને મારી પાસે મોકલ્યાં છે, તેઓ પણ હું જ્યાં હોઉં ત્યાં આવે એવી મારી ઈચ્છા છે. ઓ ન્યાયી બાપ, દુનિયાએ તને ઓળખ્યો નથી, પણ મેં તને ઓળખ્યો છે, અને તેં મને મોકલ્યો છે એમ આ લોકોએ જાણ્યું છે. મેં તેમને તારું નામ આપ્યું છે (જાહેર કર્યું છે), અને જે વાત્સલ્યથી તેં મને ચાહ્યો છે, તે જ વાત્સલ્ય તેમના પર પણ ઊતરશે એવું હું તેમને કહીશ (જાહેર કરીશ).'

## ઉપસંહાર

ઈશુના અદ્ભુત જીવનનો આવો કરુણ અંત છે. તેણે છેક છેલ્લી ઘડી સુધી પોતાના બાપ પરની શ્રદ્ધા છોડી નથી, અને એણે છેવટને વખતે પણ જે કંઇ માગ્યું છે તે દુનિયાના ભલા સિવાય બીજું કંઈ જ નથી.

ક્રિશુ પ્રેમ અને સત્યની મૂર્તિ છે, સમભાવ અને અહિંસા તેની રગેરગમાં છે. આજે તેના અનુયાયી હોવાનો દાવો કરનાર કરોડો છે. પણ તેણે તો સ્પષ્ટ જ કહ્યું છે કે "જેઓ 'ઓ પ્રભુ, ઓ પ્રભુ' એમ માત્ર બોલ્યા જ કરશે તેમનામાંથી ઘણાં થોડાં સ્વર્ગનું રાજ્ય પામશે, પણ જેઓ પ્રભુની આજ્ઞા મુજબ વર્તશે તેઓ સ્વર્ગનું રાજ્ય અચૂક મેળવશે." એટલે ખ્રિસ્તી હોવાનો દાવો કરવાથી કે હું ખ્રિસ્તી છું એમ કહેવા માત્રથી ખ્રિસ્તી—ઇશુના અનુયાયી બની જવાતું નથી. એની જેમ જીવવાથી અને એનાં વચન મુજબ ચાલવાથી તેના અનુયાયી થઈ શકાય.

આજે જોઈએ છીએ કે પોતાને ખ્રિસ્તી કહેવડાવનારી પ્રજાઓ દ્વેષ અને સ્વાર્થથી ભરેલી છે. ઈશુએ બતાવેલા બાપની તે પૂજા કરતી નથી, પણ 'મેમન' (ધનદેવ)ની પૂજા કરે છે. એ પ્રજાઓ આજે દુનિયાને કચડી રહી છે, અને જેઓ નમ્ર છે, પવિત્ર છે, પ્રભુનાં બાળક છે, તેમને ચૂસી રહી છે. કોણ કહેશે તેઓ ખ્રિસ્તના અનુયાયી છે?

માટે આજે દુનિયાભરમાં ખ્રિસ્તી કહેવાતી પ્રજામાં જે ખ્રિસ્તી ધર્મ વ્યાપી રહેલો જણાય છે, તે પરથી ઇશુએ આપેલા ધર્મનું માપ કાઢવાનું નથી. પણ એનું માપ તો એના જીવનમાંથી અને એણે કહેલાં વચનોમાંથી કાઢવાનું છે.

આજે ઇશુનો આત્મા લાખો અને કરોડો ખ્રિસ્તી દેવળોમાં ઘણે ભાગે તો નથી જ. ઇશુ પોતે જ એ મંદિરોનો નાશ ઇચ્છે, અને તેમની જગાએ ત્રણ દિવસમાં નવાં મંદિર બંધાવે.

માટે જેમને ઇશુને ઓળખાવો હોય તે આવાં મંદિરોમાં કે ખ્રિસ્તી ગણાતા જનસમૂહમાંથી તેને ભાગ્યે જ ઓળખી શકશે કે મેળવી શકશે. ઇશુ તો ફરી ફરીને આવ્યા જ કરે છે. આંખ હોય તે તેના સ્વરૂપને જુએ, અને કાન હોય તે તેના શબ્દોને સાંભળે.

ઇશુના અનુયાયી હોવાનો ઇજારો પશ્ચિમની પ્રજાને મળ્યો છે, એમ માની લેવાનું નથી. તેમ જ એનાં વચનો સમજવાનો યત્ન કરવાથી ધર્મભ્રષ્ટ થવાની બીક રાખવાની લગારેય જરૂર નથી. એનાં વચનોમાંથી સત્ય નીતરતું જોઇ શકાય છે. એણે જે જોયું છે, સાંભળ્યું છે ને અનુભવ્યું છે—જે દર્શન એને થયું છે, તે તેણે માનવશબ્દોમાં ઉતાર્યું છે. માટે જેમ જગતના દ્રષ્ટાઓ કોઇ એક પ્રજાની પૂંજી નથી, કે કોઇ એક પ્રજાનો ઇજારો નથી, તેમ ઇશુ કોઇ એક પ્રજાની પૂંજી નથી, તેમ જ કોઇ એક પ્રજાનો ઇજારો નથી. તે બધી પ્રજાની પૂંજી છે. તે પ્રાણી માત્રનો છે. તે ભૂતકાળનો હતો, વર્તમાનનો છે, ને ભવિષ્યનો પણ હશે.

જેને ભૂખ લાગી હોય તે એણે આપેલો રોટલો ખાય, જેને તરસ લાગી હોય તે એણે આપેલું પાણી પીએ, જે થાક્યાં હોય તે એના ઘરમાં આરામ લે, જે ભૂલાં પડ્યાં હોય તે એણે બતાવેલો માર્ગ પકડે, ને જે અંધકારમાં હોય તે એના પ્રકાશમાં આવે.

---

આ જ લેખકની પ્રાસાદિક
કલમે લખાયેલું

**પુસ્તક**

## "કિશોર રામાયણ"

પ્રસ્તાવના : શ્રી નાનાભાઈ ભટ્ટ

**કીમત : ૧-૪-૦**



ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય,
ગાંધીરસ્તો : અમદાવાદ.